# નવીન ભૂગોળ ભાગ ૨

## મુંબઈ ઇલાકો.


લેખક તથા પ્રકાશક

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ;

હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.





આવૃત્તિ ૧લી      પ્રત ૧,૦૦૦      ઇસને ૧૯૩૦

અમદાવાદ—શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

એકલા એજન્ટ

એસ. બી. શાહની કું.

પાનકોર નાકા—અમદાવાદ


* * *

કિંમત પાંચ આના

# નવીન ભૂગોળ ભાગ ૨

## મુંબઈ ઇલાકો અને હિંદુસ્તાન.

લેખક તથા પ્રકાશક
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ;
હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૧લી પ્રત ૧,૦૦૦ સને ૧૯૩૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
એસ. બી. શાહની કું.
પાનકોર નાકા—અમદાવાદ

**
*

કિંમત પાંચ આના

ભૂગોળના વિષયમાં રસ
લેતા શિક્ષકોને
સમર્પિત.

# ઉપોદ્ઘાત



છેલ્લાં પચીસ વર્ષની અંદર ભૂગોળશિક્ષણમાં મોટા ફેરફારો થયા છે. હાલમાં ભૂગોળને એક શાસ્ત્રીય વિષય તરીકે ગણવામાં આવે છે; એટલે તેમાં આપેલી બાબતો કાર્યકારણભાવની દૃષ્ટિથી જોવામાં આવે છે. તેમાંની હકીકત કેવળ છુટીછવાઈ શીખવવાથી વિદ્યાર્થીઓ ગોખીને યાદ રાખે છે. જ્યાંસુધી ભૌગોલિક બાબતો તેમના આગળ વર્ણનરૂપે રસિક રીતે મૂકવામાં આવે નહિ તેમજ તેમાં રહેલા કાર્યકારણભાવની ઘટના તેમને સમજાવાય નહિ, ત્યાંસુધી તે વિષય શુષ્ક અને સંબંધ વગરની શૈલીથી શીખવવામાં આવે એ નવાઈ પામવા જેવું નથી. કોઈ પણ દેશના ત્યાંની જમીન અને આબોહવાને અનુસરી હાલમાં **પ્રદેશ** પાડવામાં આવે છે અને તે ઉપરથી નીપજતાં વનસ્પતિ, પાક, પ્રાણી ઉદ્યોગો, રાજ્યવહીવટ વગેરે બાબતો કાર્યકારણના સંબંધને અનુસરી શીખવવામાં આવે છે. એથી વિદ્યાર્થીની વિચારશક્તિ કેળવાય છે અને તેમાં તેને રસ પડે છે. આ વિચારને અનુસરી આ ભૂગોળની યોજના ઘડવામાં આવી છે. વળી ભૂગોળની હકીકતનો સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે જેટલા બને તેટલા નકશા મૂકવામાં આવ્યા છે. જો શિક્ષકવર્ગ આમાં બતાવેલી શૈલી મુજબ નકશાની મદદથી શીખવશે, તો જરૂર વિદ્યાર્થીને આ વિષય કંટાળા ભરેલો લાગશે નહિ.

આ પુસ્તક રચવામાં સરકારી ગેઝેટીઅર અને નકશા તથા જુદી જુદી ગુજરાતી ભૂગોળની મદદ લેવામાં આવી છે. તે બધા લેખકનો હું આભાર માનું છું.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ.<br>તા. ૨૭-૧૧-૧૯૩૦.  મૂ. હી. ચોકસી.



# અનુક્રમણિકા

# નવીન ભૂગોળ ભાગ ૨ જો.

## મુંબઈ ઇલાકો

### પાઠ ૧ લો

#### સામાન્ય વર્ણન.

તમે ત્રીજા ધોરણમાં ગુજરાત પ્રાંતની ભૂગોળ શીખી ગયા છો. હવે જે ઇલાકામાં તમે રહો છો તેની ભૂગોળ તમારે શીખવાની છે. જેમ ઘણા જિલ્લા મળી એક **વિભાગ** થાય છે તેમ ચાર પાંચ વિભાગ મળી એક **ઇલાકો** થાય છે. આપણે બધા મુંબઈ ઇલાકામાં રહીએ છીએ. મુંબઈ ઇલાકો એ આપણા હિંદુસ્તાન દેશનો એક ભાગ છે, અને હિંદુસ્તાન દેશ એશિઆ ખંડમાં આવેલો છે. પૃથ્વીના જે જુદા જુદા ખંડ છે, તેમાંનો એક ખંડ એશિઆ છે. મુંબઈ ઇલાકામાં મુંબઈ સર્વથી મોટું અને વેપાર ઉદ્યોગમાં આગળ પડતું શહેર હોવાથી આ ઇલાકાનું નામ **મુંબઈ ઇલાકો** પાડયું છે.

તમે નકશામાં જોશો તો જણાશે કે મુંબઈ ઇલાકાનો આકાર એક લાંબી પટી જેવો છે, અને તે હિંદુસ્તાનના પશ્ચિમ કિનારે આવેલો છે. સાધારણ રીતે તે ૩૦૦ માઇલ પહોળો છે. ફક્ત કાઠિઆવાડ આગળ તેની પહોળાઈ ૪૦૦ માઇલ જેટલી છે. ઉત્તરથી દક્ષિણ સુધીમાં તેની લંબાઈ આશરે ૧,૦૦૦ માઇલ જેટલી છે. આ પ્રમાણે તેનો આકાર એક લાંબી સાંકડી પટી જેવો છે તે હવે સમજાયું હશે.

તમારા વર્ગના ઓરડાની લંબાઈ પહોળાઈ તમને માપતાં આવડતી હશે. જો એ ઓરડો ૨૫ ફુટ લાંબો અને ૨૦ ફુટ પહોળો હોય તો તેનો વિસ્તાર ૫૦૦ ચોરસ ફુટ થાય છે. એજ પ્રમાણે આપણા આખા મુંબઈ ઇલાકાનો વિસ્તાર ૧,૮૬,૯૯૪ ચો. મા. છે. તેમાં દેશી રાજ્યોનો સમાવેશ થાય છે. ઇલાકાનો ચોથો ભાગ સિંધનો છે અને બાકીના લગભગ અડધા ભાગના વિસ્તારમાં દેશી રાજ્યો આવેલાં છે. આપણા ગુજરાત કરતાં મુંબઈ ઇલાકો લગભગ ત્રણગણો મોટો છે.

જો આપણે ઇલાકાની ઉત્તરમાંથી નીકળી તેની ચારે બાજુએ ફરીએ તો પ્રથમ બલુચિસ્તાન, પંજાબ અને રજપુતાનાનાં રાજ્યો આવેલાં છે. પૂર્વમાં મધ્યહિંદએજન્સિ, મધ્યપ્રાંત, વરાડ અને નિઝામનું રાજ્ય છે. દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મ્હૈસુરનું રાજ્ય છે. પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**પ્રશ્નો:—**

૧. ઇલાકો કોને કહે છે? આપણા ઇલાકાને મુંબઈ ઇલાકો શાથી કહે છે? મુંબઈ ઇલાકો કયા ખંડમાં આવેલો છે?

૨. તમારા જિલ્લા સાથે સરખાવતાં તે કેટલો મોટો છે તે આકૃતિથી સમજાવો.

૩. મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેની આસપાસ આવેલા મુલકનાં નામ લખો.

૪. મુંબઈ ઇલાકાના આકારનું વર્ણન કરો.

---

## પાઠ ૨ જો

---

### ભૂમિરચના

તમે ગામમાં તથા ગામ બહાર જોયું હશે કે બધી જમીન એક સરખી હોતી નથી. કોઈ ઠેકાણે ખાડા તો કોઈ ઠેકાણે ટેકરા પણ હોય છે. વળી કેટલીક જગા સીધી સપાટ હોય છે. તેવી રીતે

આપણા ઇલાકાની જમીનની રચના જુદી જુદી જાતની છે. જમીનની કુદરતી રચના પ્રમાણે તેના જુદા જુદા ભાગ પાડેલા છે. આપણે ભૂમિરચનાના નકશામાં જોઈશું તો તેની ઉત્તરના ભાગમાં સિંધુ નદીનો નીચલો સપાટ પ્રદેશ માલમ પડે છે, અને તે ઉત્તર હિંદુસ્તાના મોટા સપાટ પ્રદેશનો એક ભાગ છે. સિંધુ નદી હિમાલય પર્વતમાંથી નીકળી સિંધમાં થઈ વહે છે. સિંધુના પૂરના વહેણ સાથે કાંપ ઘસડાઈ આવે છે, તે આસપાસના પ્રદેશમાં પથરાઈ જાય છે; અને તેથી ત્યાંની જમીન સપાટ જોવામાં આવે છે. આ સપાટ પ્રદેશ છેક કચ્છના રણ સુધી આવેલો છે.

ચોમાસામાં વરસાદના પાણીને તળાવ તરફ વહેતું તમે જોયું હશે. તેમાં રેતી, કાંકરા, માટી વગેરે ભળેલું માલમ પડે છે; અને જે જગામાં થઈને તે વહે છે, ત્યાં તેમાંનો થોડોક ભાગ ઠરી ગએલો હોય છે. તેવી રીતે સિંધમાં વહેતી સિંધુ નદી ઘણે દૂરથી કાંપ ઘસડી લાવે છે, અને તે કિનારાની આસપાસ પથરાઈ જાય છે, તેથી ત્યાં સપાટ પ્રદેશ થયો છે. સિંધમાં વરસાદ ઘણો થોડો પડે છે, તેથી સિંધુના કિનારાના પ્રદેશ સિવાય સિંધનો બાકીનો ભાગ ઉજ્જડ અને રેતાળ છે. કોઈ કોઈ ઠેકાણે નાની ટેકરીઓ કે રેતીના ઢગલા જોવામાં આવે છે. તેના પૂર્વ ભાગમાં થરપારકર અને રજપુતાનાનું રણ આવેલું છે. પશ્ચિમમાં પણ બલુચિસ્તાન તેના જેવો ઉજ્જડ પ્રદેશ છે. આ રીતે સિંધ એકંદરે વેરાન અને ઉજ્જડ પ્રદેશ છે, છતાં તે જે કંઈ આબાદ સ્થિતિમાં છે તે તેની વચ્ચે વહેતી સિંધુ નદીને લીધેજ છે. આ કારણથી સિંધુ સિંધની **અન્નદાતા** ગણી શકાય, કારણ કે ત્યાં વરસાદ નહિ જેવો પડે છે; પણ નદીમાં પૂર આવે છે તેને લીધે તથા તેમાંથી ઘણી નહેરો ખોદેલી છે, તેથી સિંધમાં ખેતી થઈ શકે છે; એટલે તેને લીધે લોકોને ખાવાનું અને ધંધોરોજગાર મળે છે. ત્યાં સિંધુ નદી વહેતી નહોત, તો તે રજપુતાના કે થરપારકરના રણના જેવો ઉજ્જડ મુલક માલમ પડત.

ત્યાંથી આગળ આવતાં સિંધની ભૂમિરચના કરતાં તદ્દન જુદીજ જાતનો કુદરતી રચનાવાળો ગુજરાતનો સપાટ પ્રદેશ આપણા જોવામાં આવે છે. તેમાં ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છનો સમાવેશ થાય છે. ગુજરાતનો ઈશાન ખુણાનો અને પૂર્વ ભાગ ઉંચો છે. ગુજરાતમાં થઈ આપણે આગળ જઈએ તો દક્ષિણમાં પશ્ચિમ કાંઠાનો કોંકણનો મુલક આવે છે. ત્યાં વરસાદ વધારે પડે છે. વળી તે દરીઆકાંઠે હોવાથી સિંધ અને ગુજરાત કરતાં તેની રચના જુદી માલમ પડે છે. આ પ્રદેશ નીચો સપાટ એક પટી જેવો છે. તેની પાસે દક્ષિણનો પર્વતીય ઉચ્ચ પ્રદેશ આવેલો છે. કોંકણમાં દરીઆને સમાન્તર સેંકડો માઇલ સુધી સહ્યાદ્રિ કે પશ્ચિમઘાટ આવેલો છે. તે ઓળંગીને જઇએ તો દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ આવે છે. ત્યાં વરસાદ ઓછો પડે છે અને તે એક વિશાળ મેદાનનો પ્રદેશ છે. તેનો ઢાળ પશ્ચિમઘાટથી પૂર્વ તરફ ધીમે ધીમે ઓછો થાય છે, અને તે વરાડ અને હૈદરાબાદના સપાટ પ્રદેશ સુધી આવેલો છે. આ રીતે ગુજરાતના દક્ષિણ ભાગમાં કોંકણ અને મહારાષ્ટ્ર એ બે પ્રદેશ છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં કર્ણાટકનો પણ સમાવેશ થાય છે. આ પ્રમાણે મુંબઈ ઇલાકાની ભૂમિરચના જોતાં તેના નીચે પ્રમાણે ચાર ભાગ પાડી શકાય:—

(૧) સિંધ, (૨) ગુજરાત, (૩) કોંકણપટી અને (૪) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ: મહારાષ્ટ્ર અને કર્ણાટક.

**પ્રશ્નો:—**

૧. મુંબઈ ઇલાકાના કુદરતી વિભાગ કયા કયા છે?
૨. સિંધની કુદરતી રચના આપણા પ્રાંતની કુદરતી રચના સાથે સરખાવો.
૩. મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાંનો સપાટ પ્રદેશ રંગ પુરી બતાવો.
૪. સિંધની કુદરતી રચનાની અસર કયા કારણથી ફેરવાઈ જાય છે?

---

# પાઠ ૩ જો

## પર્વતો.

મુંબઈ ઇલાકાના જુદા જુદા ભાગની ભૂમિરચનાનો ખ્યાલ તમને આવ્યો હશે. હવે આપણે તે વિષે વધારે શીખશું. તમારા વર્ગની નીચેની જગા સપાટ છે અને મેજવાળો ભાગ ઉંચો છે. તે પ્રમાણે જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તેની જમીનની રચના કોઈ ઠેકાણે ઉંચી, કોઈ ઠેકાણે નીચી અને કોઈ ઠેકાણે સપાટ હોય છે. તમારા વર્ગના મેજને ઢળતું રાખીશું તો તમને જણાશે કે તેની ઉંચી સપાટી ધીમે ધીમે નીચેની જમીન સાથે મળી જાય છે. નીચેની જગા સપાટ **મેદાન** રૂપ લાગે છે અને મેજનો ઉંચો ભાગ **ઉચ્ચ પ્રદેશ** જેવો છે.

ભૂમિ રચનાના નકશામાં જોશો તો બલુચિસ્તાનના ઉચ્ચ પ્રદેશની તળેટીથી માંડીને પૂર્વ તરફ જઈએ તો સિંધનો સપાટ પ્રદેશ આવે છે. **કિરથાર** પર્વત સિંધને બલુચિસ્તાનથી જુદો પાડે છે. તે પર્વત ઉત્તરથી દક્ષિણ તરફ આવેલો છે. ઉત્તરમાં તે પર્વતની હારને **સુલેમાન** કહે છે. અને વચલી હાર **હાલા** નામથી ઓળખાય છે. તે દરીઆની સપાટીથી ૪,૦૦૦ ફુટ ઉંચો છે. સિંધની દક્ષિણે કચ્છ અને કાઠિઆવાડનો લગભગ સપાટ મુલક છે, તેમાં કેટલાક છુટાછવાયા ડુંગરો અને પર્વતો આવેલા છે. **બરડો, ચોટીલો, ગીરનાર, શેત્રુંજો** એ કાઠિઆવાડના પર્વતો છે. તે સંબંધી તમે શીખી ગયા છો. કચ્છમાં **ઉત્તરધાર, મધ્યધાર** અને **દક્ષિણધાર** એવી ત્રણ ડુંગરોની હારો આવેલી છે. ખરી રીતે આ ડુંગરા અરવલ્લી પર્વતની હારનો એક ભાગ હોય એમ લાગે છે. ગુજરાતના અગ્નિ ખુણા તરફ જતાં મોટી પર્વતની હાર જોવામાં આવે છે, તે અરવલ્લી પર્વતનો દક્ષિણ ભાગ છે. તે ડુંગરો આબુ પર્વતથી શરૂ થઈ નર્મદાના જમણા

કિનારા સુધી આવેલા છે. તેને લીધે ગુજરાતનો પ્રદેશ મધ્યહિંદ એજન્સિથી જુદો પડે છે. ગુજરાતનો લુણી નદીના મુખ સુધીનો પ્રદેશ એકંદરે નીચો સપાટ મુલક છે. તે દરીઆની સપાટીથી ૧,૦૦૦ ફુટ કરતાં ઉંચો નથી. તેમાં **આબુ, આરાસુર, પાવાગઢ, રાજપીંપળા** અને **પારનેરા**ના ડુંગરો આવેલા છે.* નર્મદાની ઉત્તરે વિંધ્યાચળ પર્વત આવેલો છે. ગુજરાત રજપુતાનાનો ઉચ્ચ પ્રદેશ અને અરબી સમુદ્ર વચ્ચેનો એક પહોળો પટો છે. તે ખરી રીતે દરીઆકાંઠાના જેવો પ્રદેશ છે. કાઠિઆવાડ પણ તેના જેવો મોટો પ્રદેશ છે.

તાપી નદીની દક્ષિણનો મુલક ખાડાટેકરાવાળો ડુંગરાળ પ્રદેશ છે. તેમાં મોટી છુટી ખડકો છે અને ઉંચાં ઝઝુમતાં શિખરો છે. દક્ષિણની મોટી નદીઓનો તે જળમાર્ગ છે. ખરી રીતે આ ડુંગરાળ પ્રદેશને **સહ્યાદ્રિ** કહે છે. તે પશ્ચિમઘાટનો ઉત્તરનો છેડો છે. આ મોટો પર્વત લગભગ એક હજાર માઇલ સુધી કિનારાને સમાન્તર આવેલો છે. તેની સાધારણ ઉંચાઈ દરીઆની સપાટીથી ૨,૦૦૦ ફુટ છે; છતાં કેટલાંક શિખરો તો ૩૦૦૦ ફુટથી ૪૦૦૦ ફુટ જેટલાં ઉંચાં આવેલાં છે. સહ્યાદ્રિની તળેટી અને અરબી સમુદ્રની વચ્ચે ૪૦ માઇલ પહોળી સાંકડી પટી છે.

સહ્યાદ્રિના પશ્ચિમ ભાગનો ઢાળ એકદમ સીધો છે, પણ પૂર્વ તરફનો ઢાળ તેવો નથી. તેમાં વચ્ચે વચ્ચે કેટલોક સપાટ ભાગ આવેલો છે; તેથી ધીમે ધીમે તેનો ઢાળ સપાટ મેદાન જેવો થતો જાય છે. પશ્ચિમ કિનારાની સાંકડી પટી છેક દક્ષિણે કાનડા સુધી આવેલી છે. નાશિક જિલ્લામાં આવેલું કળસુબાઇનું ઉંચામાં ઉંચું શિખર ૫,૪૨૭ ફુટ ઉંચું છે. સિંહગઢ, પુરંદર, મહાબળેશ્વર અને માથેરાન એ તેના મુખ્ય ઉંચાં શિખરો છે. તેમાં ઇગતપુરી પાસે થળઘાટ છે અને ખંડાળા પાસે ભોરઘાટ છે. ભોરઘાટમાં થઈને રેલવે જાય છે. હાલમાં પહાડમાંથી આરપાર રસ્તો કોતરી કાઢી તેમાં થઈ રેલ્વે લઈ જવામાં આવે છે.

---

* ગુજરાતના પર્વતો વિષે વિશેષ વર્ણન માટે જુઓ નવીન ભૂગોળ ભાગ ૧.

સાતપુડા પર્વતની હારને લીધે તાપી અને નર્મદાની ખીણનો પ્રદેશ જુદો પડે છે. તેમજ તેને લીધે ખાનદેશ ઇંદોરના રાજ્યથી જુદો પડે છે. તેની ઉંચાઈ ૫,૦૦૦ ફુટ છે. રાજપીપળાના ડુંગરો સાતપુડાનો પૂર્વભાગ હોય એમ લાગે છે. સાતમાળ અથવા અજિંટાના ડુંગરો ખાનદેશ અને નિઝામના રાજ્ય વચ્ચે આવેલા છે. આ બંને પર્વતો પૂર્વથી પશ્ચિમ તરફ આવેલા છે. પશ્ચિમઘાટનો પૂર્વભાગ ત્રિકોણાકાર જેવો ઉચ્ચ પ્રદેશ છે, અને આપણા ઇલાકામાં તેનો ભાગ નર્મદાથી કૃષ્ણા સુધી આવેલો છે. તેનો ઢાળ પૂર્વ તરફ જતાં જતાં ધીમે ધીમે મેદાન જેવો થાય છે. આ કારણને લીધે ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી નદીનું વહેણ પૂર્વ તરફ ઢળતું જાય છે. સિંધમાં આવેલા કિરથાર પર્વત ઉપર ઝાડી નથી; પણ ગીરનાર, આબુ, સાતપુડા અને સહ્યાદ્રિ ઉપર ઘણી ઝાડી છે. સહ્યાદ્રિ ઉપર ઘાડાં જંગલો છે. તેના ઉપર મહાબળેશ્વર અને માથેરાન હવાખાવાનાં સ્થળ આવેલાં છે, તથા તેના ઉપર ઘણા ડુંગરી કિલ્લા બાંધેલા છે.

પ્રશ્નોઃ—

૧. ઉચ્ચપ્રદેશ અને સપાટ જમીન વચ્ચે શો તફાવત છે ?

૨. મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાં પર્વતો મૂકો અને કોંકણપટીનો પ્રદેશ બતાવો.

૩. તાપી અને નર્મદાનાં વહેણ શાથી જુદાં પડે છે ?

૪. મહારાષ્ટ્રના પૂર્વભાગની જમીનની રચના કેવી છે ?

૫. સહ્યાદ્રિ વિષે જે જાણતા હો તે કહો.

## પાઠ ૪ થો

### નદીઓ

તમે સૌએ નદી તો જોઈ હશે. તેનું પાણી ક્યાંથી આવે છે ? જ્યારે વરસાદ વરસે છે, ત્યારે પર્વતોની કરાડોમાં વરસાદનું પાણી

ભરાઈ રહે છે, અને ધીમે ધીમે ઝરણુ રૂપે તે બહાર નીકળે છે. પાણીનાં વધારે ઝરણાં એકઠાં થવાથી જે પ્રવાહ બને છે તેને **નદી** કહે છે. મૂળ આગળ પહાડના પ્રદેશમાં નદી ઘણા વેગથી વહે છે; અને તેની સાથે તે માટી, રેતી, પત્થર વગેરે ખેંચી લાવે છે. જ્યારે તેનું પાણી ખડકો અને ભેખડો મૂકી આગળ નીચેના સપાટ પ્રદેશમાં વહે છે, ત્યારે તે ધીમેધીમે વહે છે. આવી રીતે નદી ઉચ્ચ પ્રદેશ-માંથી નીચેના સપાટ મેદાનમાં વહે છે. તે વખતે તેનું વહેણુ વહાણુ ચલાવવામાં ઉપયોગી થઈ પડે છે. નદીના મૂળ અને મુખ વચ્ચે વધારે અંતર હોય છે, ત્યારે તેની લંબાઈ વધારે થાય છે. નકશામાં જોવાથી તમને આ હકીકતનો બરાબર ખ્યાલ આવશે. ઉત્તરમાં સિંધુ નદી ઘણી લાંબી છે તેનું કારણુ હવે તમે સમજી શકશો.

સિંધ પ્રાંતનું નામ આ **સિંધુ** નદી ઉપરથી પડ્યું છે. તે ઉત્તર-થી દક્ષિણુ સુધી સિંધના મધ્ય ભાગમાં થઈ વહે છે. જે પ્રદેશમાં થઈ તે વહે છે તે નીચાણનો સપાટ ભાગ છે. આખા સિંધમાં વરસાદ ઘણો ઓછો પડે છે; તેથી ત્યાંના લોકોને ખેતી માટે સિંધુના પાણી ઉપર આધાર રાખવો પડે છે; પણુ તેમાં આટલું બધું પાણી ક્યાંથી આવતું હશે ? તેનું મૂળ હિમાલયના કૈલાસ શિખર પાસે છે. ત્યાં જ્યારે માર્ચથી સપ્ટેમ્બર સુધીમાં બરફ઼ ઓગળે છે અને પંજાબમાં વધારે વરસાદ પડે છે; ત્યારે તેમાં એકદમ પાણી વધી પડે છે અને તેમાં પૂર ચડે છે. તેને લીધે તેના ફાંટા અને નહેરો બધે હોવાથી ઘણોભાગ પાણીથી ભરપૂર થઈ જાય છે. તેનો પટ ઘણો મોટો છે. કોઈ ઠેકાણે પટ અડધા માઈલથી ઓછો નથી. કેટલેક ઠેકાણે તો માઈલ જેટલો પણુ છે. વળી પાણીની જરૂર પડે તે માટે સિંધુમાં નહેરો ખોદી છે. સિંધુના ફાંટા અને નહેરો આખા પ્રદેશમાં પથરાએલી હોવાથી બધી જગાએ પાણી ફેલાઈ જાય છે, તેથી ઘણો પાક થાય છે. રેલને લીધે કોઈ વખત નુકસાન પણુ થાય છે. તેવી જગાએ મજબુત બંધ બાંધી રેલથી થતું નુકસાન અટકાવવામાં આવ્યું છે.

 

સિંધુના મુખ આગળ ત્રિકોણ જેવો પ્રદેશ બને છે તેને **ડેલ્ટા** કહે છે. જ્યારે પંજાબ પ્રાંત મૂકી આગળ વધે છે, ત્યારે સિંધુ એક ખડકવાળી સાંકડી ખીણ (માર્ગ)માંથી વહે છે. ત્યાંથી પંજાબ પ્રાંત જુદો પડે છે. **સક્કર** આગળ મોટામાં મોટો પુસ્તો (બંધ) બાંધી શકાય તેમ છે, તેથી ત્યાં **સકકર બેરેજ**નો મોટો બંધ ખેતરોને પાણી પુરૂં પાડવા માટે બાંધ્યો છે. આ પ્રમાણે સિંધુ નદી વડેજ સિંધની આબાદી છે; નહિ તો તે એક ઉજ્જડ વેરાન પ્રદેશ બની જાત.

ગુજરાતના ઉત્તર ભાગમાં સાબરમતી અને મહી એ મુખ્ય નદીઓ વહે છે. •

**સાબરમતીઃ**—(૨૦૦) અરવલ્લીના ડુંગરમાંથી નીકળી મહીકાંઠા, ગાયકવાડી મુલક અને અમદાવાદ જિલ્લામાં થઈ ખંભાતના અખાતને મળે છે. તેને ખારી, વાત્રક વગેરે નદીઓ મળે છે. **અમદાવાદ** તેના ઉપર આવ્યું છે.

**મહીઃ**—(૩૨૦) માળવાના ઉચ્ચ પ્રદેશમાં નીકળે છે. ખેડા અને પંચમહાલમાં વહી ભરુચ જિલ્લાની ઉત્તરે થઇ તે ખંભાતના અખાતને મળે છે. તેના મુખ ઉપર **ખંભાત** બંદર છે.

દક્ષિણના ઉચ્ચ પ્રદેશની ઉત્તરે વિંધ્યાચળ, સાતપુડા અને અજિન્ટાના ડુંગરોની હાર પશ્ચિમથી પૂર્વ તરફ આવેલી છે. આ ગિરિમાળાની વચ્ચે જે બે મુખ્ય નદીઓ વહે છે તે નર્મદા અને તાપી છે. તે પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે.

**નર્મદાઃ**—(૮૦૦) અમરકંટકના ડુંગરમાંથી નીકળી માળવામાં થઈ ગુજરાતમાં વહે છે. આગળ તે ખંભાતના અખાતને મળે છે. તે પવિત્ર નદી છે. તેના કિનારા પર **ભરુચ, ચાણોદ,** અને **ભાડભુત** વગેરે ગામ આવ્યાં છે.

**તાપીઃ** (૪૫૦) મધ્યપ્રાંતની ટેકરીઓમાંથી નીકળી ગુજરાતમાં વહે છે. સુરત આગળ તે અરબી સમુદ્રને મળે છે. તેને કાંઠે **માંડવી, રાંદેર** અને **સુરત** આવેલાં છે.

દક્ષિણમાં કોંકણપટી, પશ્ચિમઘાટ અને પૂર્વ બાજુએ આવેલો ઉચ્ચ પ્રદેશ, એવા ત્રણ કુદરતી વિભાગ છે. આ તરફના દેશોમાં પાણીની સવડ સારી છે. અરબી સમુદ્ર ઉપરથી આવેલાં વાદળાં પશ્ચિમઘાટ સાથે અથડાવાથી ત્યાં ઘણો વરસાદ તૂટી પડે છે. આ કારણને લીધે કોંકણમાં ઘણી નદીઓ વહે છે; પણ તે ભાગ સાંકડો હોવાથી નદીઓ ઘણી નાની છે, અને તે કામમાં આવતી નથી. ચોમાસામાં તે પૂરજોસમાં ધોધરૂપે વહે છે; પણ ઉનાળામાં સુકાઈ જાય છે. કોંકણના નીચા પ્રદેશમાં દર વરસે નદીમાં પૂર આવવાથી ખાડીઓ થાય છે, તે વેપારના બહુ કામમાં આવે છે. છેક દક્ષિણમાં કાનડાની ઉત્તરે આવેલી પશ્ચિમ તરફ વહેતી નદીઓ મોટી થાય છે. **શિરાવતી** પર્વતમાંથી એકદમ ધસી આવી વહે છે, તેથી **ગેરસપ્પાનો** ધોધ થાય છે. આ ધોધ દુનીઆમાં ઉંચામાં ઉંચો છે. એનું પાણી ૮૩૦ ફુટની ઉંચાઈએથી પડે છે. તેની મનોહરતાથી ઘણા મુસાફરો તે જોવા જાય છે. આ નદીઓ પશ્ચિમઘાટ ઉપરથી માટી, રેતી તથા પત્થર ખેંચી લાવી કિનારા આગળ નાખે છે; તેથી તે ઉંચો થાય છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો છે.

**ગોદાવરી**:—(૯૦૦) એ સહ્યાદ્રિની પૂર્વ બાજુએ નાશિક જિલ્લાના ત્ર્યંબક ગામ પાસેથી નીકળે છે. તે આ જિલ્લામાં વહી નિઝામના રાજ્યમાં જાય છે. તેને કિનારે **નાશિક** અને **ત્ર્યંબક** જેવાં પવિત્ર શહેરો આવેલાં છે. નર્મદા માફક ગોદાવરી પવિત્ર ગણાય છે. આ નદીને કાંઠે રામચંદ્રજીએ કેટલોક વખત વનવાસ કર્યો હતો. ગોદાવરી અગ્નિખુણા તરફ વહી દક્ષિણના આખા સપાટ પ્રદેશમાં થઈને બંગાળાના ઉપસાગરને મળે છે. તે ૯૦૦ માઇલ લાંબી છે, અને દક્ષિણમાં મોટામાં મોટી નદી છે. તેના વહેણમાં ઘણી નદીઓ વહે છે. કિનારાના સપાટ પ્રદેશમાં વહેતી વહેતી આવે છે; ત્યારે પાણી સાથે માટી, રેતી, કાંકરા ખેંચી લઈ જઈ મુખ આગળ તે ઠાલવે છે; તેથી ત્યાં ત્રિકોણાકાર રસાળ જમીન થાય છે.

**કૃષ્ણા:**—(૮૦૦) તે પશ્ચિમઘાટના મહાબળેશ્વર શિખર આગળથી નીકળે છે. તે દક્ષિણના બધા સપાટ પ્રદેશમાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે. તે ૮૦૦ માઇલ લાંબી છે. તેનું ઉપલું વહેણ ૩૦૦ માઇલ સુધી મુંબઈ ઇલાકામાં છે. બાકીનો ભાગ હૈદરાબાદ અને મદ્રાસ ઇલાકામાં વહે છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં થઈને તે અગ્નિખુણામાં જાય છે. બેઝવાડા આગળ પૂર્વઘાટમાં થઈ તે ઊંડી ખીણમાં વહે છે. તેના વહેણ સાથે ઘસડાઈ આવેલા કાંપથી ગોદાવરીની માફક તેના મુખ આગળ રસાળ પ્રદેશ બને છે. આ નદીઓ સિંધુની માફક વહાણોને જવા આવવા માટે તથા નહેરો ખોદવા માટે ઉપયોગમાં આવતી નથી; કારણ કે જળ પ્રદેશની જમીન ખડકવાળી હોવાથી તે ઘણા વેગથી વહે છે, ને તેને લીધે વહાણો બરાબર ફરી શકતાં નથી. દરીઆકાંઠાના ભાગ આગળ તેમાંથી નહેરો નીકળી શકે છે. **ભીમા** અને **તુંગભદ્રા** તેની બે શાખાઓ છે.

**ભીમા:**—પશ્ચિમઘાટમાંથી નીકળી અગ્નિખુણા તરફ વહે છે. તે દક્ષિણના ઉચ્ચ પ્રદેશના અર્ધા ભાગમાં વહી કૃષ્ણાને તેના ડાબા કિનારે મળે છે.

**તુંગભદ્રા:**—તુંગ અને ભદ્રા નદીઓ મ્હૈસુરના ઉચ્ચ પ્રદેશના ઉત્તરના ઢાળમાંથી વહી કૃષ્ણાને મળે છે.

**પ્રશ્નો:**—

૧. સિંધુ નદી સિંધને કેટલી ઉપયોગી છે તે જણાવો.
૨. નર્મદાથી ગુજરાતને શો લાભ થાય છે ?
૩. મુંબઈ ઇલાકામાં કયા ભાગની નદીઓ બહુ નાની છે ? તેનું શું કારણ ?
૪. નકશામાં ગોદાવરી અને કૃષ્ણા કાઢી બતાવો. તેમના મુખ આગળનો પ્રદેશ શા કારણથી ફળદ્રુપ છે ?
૫. દક્ષિણની નદીઓમાંથી નહેરો શાથી ખોદી શકાતી નથી ?

# પાઠ ૫ મો

---

## દરીઆ કિનારો

હવે આપણે મુંબઈ ઇલાકાનો કિનારો કેવો છે તે જોઇએ. તે લગભગ બધો સળંગ છે, એટલે તે વધારે ખાંચાખાંચાવાળો જોવામાં આવતો નથી. ખાંચાવાળા કિનારાને લીધે ખાડી અને અખાત હોય છે. તેમજ તેની પાસે થોડા બેટ આવેલા હોય છે, તેથી કિનારા પરના લોકોને વહાણુમાં સફર કરવાનું સરળ થઇ પડે છે. ઉત્તરનો કિનારો વધારે ખાંચાવાળો છે. સિંધુના મુખ આગળ જે કાંપ ઘસડાઈ આવે છે તેને લીધે કિનારામાં ખાંચા અને ખાડા જોવામાં આવે છે. જો કિનારો છાછરો અને સપાટ હોય તો વહાણો કિનારા પાસે આવી શકતાં નથી. જો તેની પાસે પાણી ઉંડું હોય, અને દરીઆનાં તોફાની મોજાંથી વહાણુ કે આગબોટ સહીસલામત રહી શકે એવી ખાડી કે જમીન હોય તો તેવી જગાને **બારૂં** કહે છે. ત્યાં વહાણો કંઈ હરકત સિવાય રહી શકે છે. આવું એક બંદર કરાંચી છે. દરીઆનાં જંગી મોજાં બંધ સાથે અથડાઈ તેનો જોશ કમી થાય એવા પુસ્તાઓ બાંધી તેને સુરક્ષિત બનાવ્યું છે. આને લીધે મોટી આગબોટો ત્યાં આવી શકે છે. જુના વખતમાં સિંધુના મુખ આગળની કાંપવાળી જમીન ઉપર બંદરો હતાં; પણ તે બધાને બદલે હાલ કરાંચી બંદર મોટું થયું છે. કરાંચીથી આગળ જતાં કચ્છનો અખાત આવે છે. ચોમાસામાં જ્યારે કચ્છના રણમાં પાણી ભરાય છે, ત્યારે કચ્છનો અખાત અને રણનો ભાગ એક થઈ જવાથી કચ્છ દ્વીપકલ્પ કે દ્વીપ જેવો બને છે. અહીંઆં કિનારો છાછરો છે, તેથી એકે સારૂં બંદર નથી. તેમાં **માંડવી** બંદર જુના વખતથી જાણીતું છે. કાઠિઆવાડનો કિનારો પણ તેવોજ છે, તેથી ત્યાં પણ સારાં બંદરોની સગવડ નથી. **ઓખા, બેડી, પોરબંદર, વેરાવળ,**

**ભાવનગર** જેવાં આબાદ થતાં બંદરો છે; પણ આગબોટને દરીઆમાં ઘણે દૂર ઉભા રહેવું પડેછે ને હોડીઓ મારફતે માલની અવર જવર થાય છે. ખંભાતના અખાતમાં પડતી નદીઓના પુરણને લીધે **ખંભાત** બંદર વેપાર રોજગાર માટે હવે ઉપયોગી રહ્યું નથી. આ પ્રમાણે ઉત્તરનો કિનારો નીચો છે, અને તેમાં પાણી થોડું હોવાથી કરાંચી સિવાય એકે સારૂં બંદર થઈ શક્યું નથી. ખંભાતથી આગળ જતાં નર્મદા અને તાપીના મુખ આગળ **સુરત** અને **ભરૂચ**નાં ઘણાં જુનાં બંદરો આવે છે; પણ સેંકડો વરસના નદીઓના પુરણને લીધે તે હવે ઉપયોગી રહ્યાં નથી. હાલમાં સુરતને બદલે **મુંબઈ** મોટું બંદર થયું છે.

દક્ષિણ કિનારો ઉત્તરના કિનારાથી બહુ જુદો પડે છે. તે લગભગ સપાટ છે. ફક્ત **મુંબઈ** બેટ હોવાથી તેનું બારૂં સરસ બન્યું છે. ત્યાં મોટાં વહાણો ને આગબોટો સહીસલામત રહી શકે છે. કોંકણનો કિનારો વહાણોને કંઈક વધારે ઉપયોગી છે. વર્ષાઋતુમાં પણ ત્યાં આગબોટો કે વહાણોને કશી હરકત પડતી નથી, કારણ કે કોંકણનો કિનારો સપાટ નથી, આથી ત્યાં નાનાં બંદરો જેવાં કે **અલિબાગ, જંજિરા, રત્નાગિરિ, ગોવા** અને **હોનાવર** આવેલાં છે. **કરાંચી**ની માફક **મુંબઈ** અને **કારવાર**માં સારાં બારાં હોવાથી વર્ષાઋતુમાં આગબોટ કે વહાણને કંઈ હરકત પડતી નથી, એટલુંજ નહિ પણ ત્યાં ચોમાસા સિવાયની ઋતુમાં કિનારે કિનારે અવર જવર થઈ શકે છે.

**ટાપુઓ:**—આ ઇલાકાના કિનારે ઘણા નાના ટાપુઓ છુટાછવાયા પથરાએલા જોવામાં આવે છે; પણ તેમાંના બહુજ થોડા ઉપયોગી નીવડયા છે. કાઠિઆવાડની દક્ષિણે **દીવ**નો બેટ છે તે ફિરંગી લોકોને તાબે છે. **સાષ્ટી** અને **મુંબઈ** એ ઉપયોગી બેટ છે. દરીઆની ભરતી વખતના કાંપને લીધે તથા ખાડીને લીધે તે બેટ જુદા પડયા છે. દરીઆમાં સફર કરતાં વહાણો પાણીથી ઢંકાએલા ખડક સાથે અથડાય તો તે ભાંગી જાય છે; તેથી વહાણવટીને ખડકની ચેતવણી આપવા માટે બંદર આગળ **દીવાદાંડી** રાખવામાં આવે છે. ખડક

ઉપર દીવાદાંડી બાંધેલી છે. તેના આકાર ભીસોના ભૂગળા જેવો હોય છે. ઉપર દીવો રાખવામાં આવે છે અને એ દીવાનો પ્રકાશ ચારે દિશામાં ફરતો રહે એવી ગોઠવણુ કરેલી હોય છે. તેનો પ્રકાશ ઘણુા માઇલ સુધી પહોંચે છે. કરાંચી આગળ **મનોરા** બેટ ઉપરની દીવાદાંડીનો પ્રકાશ ૨૦ માઇલ સુધી જણુાય છે. ઘોઘા પાસે **પીરમ** બેટ ઉપર પણુ દીવાદાંડી રાખવામાં આવી છે. મુંબઈની ખાંડેરી દીવાદાંડીનો પ્રકાશ અને કારવાર આગળની દીવાદાંડીનો પ્રકાશ ૨૦ માઇલ સુધા જણુાય છે.

જો આપણુા ઇલાકાનો દરીઆ કિનારો વધારે ઉંડો અને ખાંચાવાળો હોત તો મુંબઈ, કરાંચી કે કારવાર જેવાં ઉપયોગી બંદરો ઘણાં થાત, અને તેથી વેપાર રોજગારને સારો લાભ થાત. કિનારો સીધો અને સપાટ હોવાથી જમીનની અંદરના ભાગમાં વસતા લોકોને તેનો લાભ મળી શકતો નથી, તેથી લોકો પરદેશ સફર કરવાનું સાહસ થોડું કરે છે.

**પ્રશ્નો:—**

૧. બંદર એટલે શું? તે શા કામમાં આવે છે?

૨. મુંબઈ ઇલાકાનાં કયાં સારાં બંદરો છે? તેનું શું કારણુ છે?

૩. ઇલાકાનો કિનારો વધારે ખાંચાવાળો હોત તો શો ફાયદો થાત.

૪. કોંકણુના કિનારે જે બંદરો આવ્યાં હોય તે નકશામાં મૂકો.

---

## પાઠ ૬ ઠ્ઠો

---

### ઉષ્ણુતામાન–ટાઢ અને તાપ

આપણી આસપાસ ચારે તરફ હવા છે. આપણે તેને જોઈ શકતા નથી, પણુ પવન વાય છે તે ઉપરથી હવા છે એવી આપણુને ખાત્રી થાય છે. જ્યારે આપણે પંખો નાખીએ છીએ, ત્યારે આપ-

ણુને હવા લાગે છે. જ્યારે ઠંડી લાગે છે ત્યારે હવા ઠંડી છે એમ કહીએ છીએ, જ્યારે ગરમી લાગે છે, ત્યારે તેને ગરમ કહીએ છીએ. આનું કારણુ એ છે કે સૂર્યની ગરમી વધારે હોય છે, ત્યારે હવા વધારે ગરમ થાય છે; જ્યારે સૂર્યનો તાપ આકરો હોતો નથી ત્યારે તે ઠંડી લાગે છે. શિઆળામાં ટાઢ વાય છે, કારણુ કે હવામાં ગરમી ઓછી હોય છે. ઉનાળામાં તાપ લાગે છે, કારણુ કે હવા વધારે ગરમ થઈ હોય છે. આવી રીતે હવાની ગરમી કે ઠંડી કેટલા પ્રમાણુમાં છે તેને **ઉષ્ણુતામાન** કહે છે.

એકજ ઋતુમાં કેટલીક જગાએ આપણુને ગરમી લાગે છે અને બીજી જગાએ ઠંડી લાગે છે. તે જગાની હવા વધારે ગરમ કે ઠંડી હોય છે, તેથી તેમ લાગે છે. તમે દીવાની જ્યોત ઉપર સીધો હાથ રાખશો તો તે તમને ગરમ લાગશે. તેવી રીતે જે જગા ઉપર સૂર્યનાં કિરણો સીધાં પડે છે, ત્યાં વધારે ગરમી લાગે છે. જ્યાં આડાં કિરણો પડે છે, ત્યાં વધારે ગરમી હોતી નથી. જે જગા દરીઆ પાસે હોય છે, ત્યાં ઉનાળામાં બહુ તાપ લાગતો નથી, કારણુ કે દરીઆની ઠંડી લહેરોને લીધે તાપ ઓછો લાગે છે; પણુ જે જગા દરીઆથી વધારે દૂર હોય છે, ત્યાં તાપ વધારે લાગે છે. દાખલા તરીકે સુરત કે ભરૂચમાં તાપ ઓછો લાગે છે; પણુ અમદાવાદ અને વીરમગામ જે દરીઆથી વધારે દૂર છે, ત્યાં ઉનાળામાં તાપ વધારે લાગે છે; કારણુ કે ત્યાં ઠંડા પવન નહિ આવવાથી ત્યાંની હવાની ગરમી ઓછી થતી નથી. કોઈ પણુ જગાની ગરમી કેટલી છે, તે જાણુવાને માટે **ગરમીમાપક યંત્ર** હોય છે. જ્યારે કોઈ માણુસને તાવ આવે છે, ત્યારે દાક્તર તેના શરીરમાં કેટલો તાવ છે તે જાણુ-વાને ગરમીમાપક યંત્રનો ઉપયોગ કરે છે. તેવી રીતે અમુક દિવસે કેટલો તાપ પડે છે, તેનું ચોક્કસ માપ આવા યંત્ર વડે જણુાય છે. તેમાં રહેલો પારો ગરમીને લીધે ઉંચો ચઢે છે, તે ઉપરથી કેટલી ગરમી છે તે જણુાય છે. પારો જેટલા અંશ સુધી ચઢયો હોય

તેટલા અંશ ગરમી છે એમ કહેવાય છે. મુંબઈ ઈલાકાની જુદી જુદી જગાએ કેટલો તાપ પડે છે, તે બતાવનારો નકશો મૂક્યો છે. ઉનાળામાં જુદી જુદી જગાએ કેટલો તાપ લાગે છે તે આ ઉપરથી સમજાય છે. ૮૫ અંશ ગરમી બતાવનારી લીટી ઉપર જે જગાઓ આવી છે, તે બધા સ્થળે સરેરાશ ૮૫° ગરમી હોવી જોઈએ. ત્યારપછી બીજી લીટી ૯૦° ની છે, અને ત્રીજી લીટી ૯૫° ની છે. આ ઉપરથી તમને નકશો જોતાં સહજમાં સમજાશે કે જેમ જેમ દરીઆથી વધારે દૂર જગા હોય છે, તેમ તેમ તે જગાએ વધારે ગરમી લાગે છે. તેજ પ્રમાણે શિઆળામાં જે જગા દરીઆથી દૂર હોય છે, ત્યાં ટાઢ વધારે લાગે છે, અને જે જગા દરીઆ પાસે હોય છે ત્યાં ટાઢ ઓછી લાગે છે.

સિંધમાં ઉનાળામાં તાપ બહુજ પડે છે, કારણ કે તે દરીઆથી દૂર છે; વળી તે રેતાળ અને સુકો પ્રદેશ હોવાથી વધારે તપે છે અને તેથી ત્યાં ગરમી વધારે લાગે છે. સિંધના ઉત્તર ભાગના સક્કર જિલ્લામાં ઘણો તાપ લાગે છે. જેકોબાબાદમાં (૧૨૬°) અતિશય ગરમી પડે છે. રાત્રે રેતીમાંથી ગરમી જલદી જતી રહેવાથી તે વહેલી ઠંડી પડે છે, એટલે કે ત્યાં દિવસે ઘણી ગરમી અને રાત્રે ટાઢ વાય એટલી ઠંડી પડે છે; તેજ કારણસર ત્યાં શિઆળામાં ઠંડી લાગે છે. કચ્છમાં રણ છે, છતાં કિનારા પાસેના ભાગમાં ત્યાં ગરમી અને ઠંડી માફકસર લાગે છે; પણ અંદરના ભાગમાં હવા ગરમ અને ઠંડી વધારે હોય છે. કાઠિઆવાડ દ્વીપકલ્પ હોવાથી કિનારા પરના લોકોને ઉનાળામાં ગરમી ઓછી અને શિઆળામાં ઠંડી થોડી લાગે છે; પણ અંદરના ભાગમાં તે પ્રમાણે હોતું નથી· ગુજરાતમાં ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ જેવાં કિનારા પરનાં સ્થળોમાં ગરમી અને ઠંડી માફકસર હોય છે; પણ અમદાવાદ, વીરમગામ અને પાલણપુર જેવાં શહેર દરીઆથી દૂર હોવાને લીધે ત્યાં ગરમી અને ઠંડી વિશેષ લાગે છે.

મુંબઈ ઈલાકાના દક્ષિણ ભાગમાં દરીઆ કિનારાના સ્થળોમાં

હવા માફકસર હોય છે; પણ પશ્ચિમઘાટ ઓળંગી અંદર જઈએ તો કિનારાનાં સ્થળો કરતાં ત્યાં તાપ અને ટાઢ વિશેષ લાગે છે. કારવારમાં ૮૪°, મુંબઈમાં ૮૫° અને વિજાપુરમાં ૧૦૯° હોય છે તો પણગુજરાત જેટલી ત્યાં ગરમી કે ઠંડી લાગતી નથી. દાખલા તરીકે ડીસામાં મે મહીનામાં ૯૨° ગરમી હોય છે, ત્યારે પુનામાં ૮૫° હોય છે.

વેરાવળમાં ગરમી ૮૧° હોય છે, ત્યારે રાજકોટમાં ૮૯°, અને અમદાવાદમાં ૯૨° ગરમી હોય છે. આબુ પર્વત ઉપર ૭૯° અને કરાંચીમાં ૮૪° હોય છે, ત્યારે હૈદ્રાબાદની ૯૧° હોય છે.

જે જગા દરીઆની સપાટીથી વધારે ઉંચી હોય, એટલે કે પર્વતીય પ્રદેશમાં આવેલી હોય છે, ત્યાં હવા ઠંડી લાગે છે; કારણ કે સપાટ જમીન સૂર્યના તાપથી તપી જાય છે; પણ ઉંચી જગામાં તે ગરમી હવામાં ફેલાઈ જવાથી ત્યાં તાપ લાગતો નથી. આ કારણને લીધેજ પૈસાદાર લોકો આબુ, માથેરાન, મહાબળેશ્વર જેવી જગાએ ઉનાળામાં હવા ખાવા જાય છે. વળી જ્યાં જંગલનો ભાગ હોય છે, ત્યાં પણ હવા ઠંડી રહે છે. ગીરનાં જંગલોમાં હવામાં ભિનાશ હોવાથી ગરમી લાગતી નથી; પણ પંચમહાલના ડુંગરાળ પ્રદેશમાં બહુ જંગલો નથી તેથી ત્યાં તાપ વધારે લાગે છે.

ગુજરાતમાં ચોમાસામાં હવા સહેજ ઠંડી અને ખુશનુમા હોય છે, અને શિઆળામાં હવા સારી હોય છે. મહારાષ્ટ્રમાં માર્ચ અને એપ્રિલ માસમાં ગરમી ૧૦૮° થી ૧૧૬° સુધી હોય છે, પણ હવા સુકી હોવાથી ત્યાં ધામ થતો નથી. પણ કોંકણમાં હવા ભિનાશવાળી હોવાથી ધામ વધારે લાગે છે.

કર્ણાટકમાં શિઆળામાં હવા બહુ સારી લાગે છે. પણ તેવી હવાવાળી ઋતુ થોડો વખત હોય છે; ત્યાં ઉનાળામાં દરીઆના ઠંડા પવનને લીધે કંઈ તાપ લાગતો નથી.

**પ્રશ્નો:—**

૧. સિંધમાં અંદરના ભાગમાં તાપ વધારે કેમ લાગે છે?

૨. સિંધ અને કાઠિઆવાડની હવા સરખાવો.
૩. સુરત કરતાં અમદાવાદમાં ટાઢ અને તાપ વધારે કેમ લાગે છે ?
૪. પર્વતોના શિખરો પર હવા કેવી હોય છે, અને તે શા કારણથી ?
૫. પંચમહાલમાં ભરૂચ કરતાં કેમ વધારે તાપ લાગે છે ?
૬. રાજકોટ અને પુનાની હવા સરખાવો.

---

## પાઠ ૭ મો

---

### વરસાદ.

જે હવા આપણે હર વખત લઈએ છીએ તેમાં પાણીની વરાળ હોય છે, પણ તે આપણે જોઈ શકતા નથી. તમે ચુલા ઉપર પાણીની ઉકળતી તપેલી જોઈ હશે, પાણી વધારે ગરમ થવાથી તેમાંથી વરાળ નીકળે છે. તે વરાળ હવામાં મળી જાય છે, તેથી આપણે તેને જોઈ શકતા નથી. જ્યારે હવામાં ઘણી ઓછી વરાળ હોય છે, ત્યારે હવા **સુકી** કહેવાય છે; અને જ્યારે હવામાં વરાળ વધારે હોય ત્યારે હવા **ભિનાશવાળી** કહેવાય છે. ભીનાં કપડાંને હવામાં સુકવીએ છીએ, ત્યારે તેમાંનું પાણી વરાળરૂપે હવામાં મળી જાય છે. ઉનાળામાં કપડાં વહેલાં સુકાય છે; કારણકે હવા સુકી હોય છે. ચોમાસામાં કપડાં જલદી સુકાતાં નથી, કારણ કે હવામાં પાણીની વરાળ પુષ્કળ હોય છે.

દરીઆકિનારાની પાસેની જગાની હવામાં ભિનાશ વધારે હોય છે, કારણ કે દરીઆના પાણીની જે વરાળ થાય છે તે ત્યાંની હવા ચૂસી લે છે; પણ અંદરના પ્રદેશની હવાને બહુ વરાળ મળતી નથી, તેથી ત્યાંની હવા સુકી રહે છે. કોંકણના મુલકની હવામાં ઘણી ભિનાશ માલમ પડે છે, પણ મહારાષ્ટ્રની હવા તેની સાથે સરખાવતાં સુકી છે. સિંધની અંદરના પ્રદેશોમાં-અને ખાસ કરીને રણના પ્રદેશમાં હવા ઘણીજ સુકી હોય છે.

હવે વરસાદ શી રીતે આવે છે તે જોઈએ. ઉનાળામાં તળાવો-નું પાણી ઓછું થાય છે તેનું શું કારણ હશે? ઉનાળામાં સૂર્યનો તાપ વિશેષ પડવાથી તેનું પાણી તપવાથી વરાળરૂપ થઈ ઉંચે ચઢે છે. જેમ તળાવના પાણીની વરાળ થઈ જાય છે; તેમ નદી, સરોવર તથા દરીઆના પાણીની વરાળ બારે માસ થયાંજ જાય છે. જ્યારે હવામાં વધારે પ્રમાણમાં વરાળ એકઠી થાય છે, ત્યારે તેનાં **વાદળાં** બંધાય છે. જ્યારે વરાળ વાદળરૂપે ઉંચે ચઢે છે ને પછી તે પર્વત કે જંગલ સાથે અથડાય છે, ત્યારે તે વાદળાં ધાડાં થઈ વરસાદ રૂપે નીચે પડે છે. શિઆળામાં આપણા મોંમાંથી શ્વાસ બહાર નીકળે છે, ત્યારે તે સાથે નીકળતી વરાળ આપણે ધુમાડા રૂપે જોઈએ છીએ; કારણ કે અંદરથી નીકળતી ગરમ વરાળ બહારની ઠંડી સાથે મળવાથી તેનું તેવું રૂપ થાય છે.

જ્યારે પાણીની વરાળ હવામાંની થોડી ઠંડી સાથે મળે છે ત્યારે તેનો **ધુમસ** થાય છે. ગામને સીમાડે શિઆળામાં આવો ધુમસ જોવામાં આવે છે. જ્યારે તેને વધારે ઠંડી મળે છે ત્યારે તેનાં ટીપાં થઈ **ઝાકળ** રૂપે નીચે પડે છે. ઘાસ ઉપર પડેલાં ઝાકળનાં ટીપાં મોતી જેવાં સુંદર લાગે છે. શિઆળાની વિશેષ ટાઢને લીધેઝા કળનો બરફ પણ થઈ જાય છે.

આપણા ઇલાકામાં ચોમાસામાં એટલે જુન માસમાં અરબી સમુદ્ર ઉપરથી ભેજવાળા પવન નૈર્ઋત્યથી ઇશાન તરફ વાય છે. તે પવન દરીઆ ઉપર થઈ આવે છે, તેથી તેમાં ભિનાશ વધારે હોય છે.

ઉનાળામાં તાપને લીધે થએલી વરાળનાં વાદળાં આવા પવનને લીધે દરીઆ ઉપરથી ઘસડાઈ આવી પશ્ચિમઘાટ સાથે અથડાય છે, અને પર્વતની ઠંડીને લીધે વરસાદરૂપે નીચે પડે છે. આ કારણથી કોંકણ પટીમાં વરસાદ વધારે પડે છે; પણ જ્યારે મહારાષ્ટ્ર તરફ તે વાદળાં આવે છે, ત્યારે તેમને અટકાવવાને પર્વત નહિ હોવાને લીધે તે આગળ ચાલ્યાં જાય છે. આ કારણથી મહારાષ્ટ્રના પૂર્વ ભાગમાં વરસાદ થોડો પડે છે. કાનડા, અને કારવાર તરફ વધારે વરસાદ

પડે છે તેનું એજ કારણ છે. ભિનાશવાળા પવન સુરત, ભરૂચ, પોરબંદર તરફ જાય છે, તેથી ત્યાં વરસાદ વધારે પડે છે. વળી આબુ પર્વત સાથે વાદળાં અથડાવાથી ત્યાં વરસાદ વિશેષ પડે છે.

ગુજરાત, મહારાષ્ટ્ર અને કાનડા કરતાં સિંધમાં ઘણો ઓછો વરસાદ પડે છે; કારણ કે ભેજવાળા પવનને અટકાવવાને માટે ત્યાં પર્વત નથી; ઉલટું તે રેતાળ અને ગરમ પ્રદેશ હોવાથી વાદળાંની તરત

વરસાદ માપક યંત્ર



# વરસાદનું પ્રમાણ











વરાળ થઈ જાય છે. કિનારા કરતાં અંદરના ભાગમાં ઘણોજ ઓછો વરસાદ પડે છે. તે બાબત નકશામાંથી બરાબર સમજાશે.*

જેવું ગરમીમાપક યંત્ર હોય છે તેવું વરસાદ માપવાનું યંત્ર હોય છે, પણ તેને ખુલ્લી જગામાં મૂકવું જોઈએ. તેમાં ૨૪ કલાકમાં જેટલો વરસાદ પડ્યો હોય તે પાણી અંદર ભરાય છે. તે પાણીને પ્યાલામાં નાખી તેના કાપા જોવાથી કેટલો વરસાદ પડ્યો છે તે જાણી શકાય છે. એક ઇંચ વરસાદ એટલે ખુલ્લી જમીન ઉપર તે પાણી એક ઈંચ ઉચું ચડે તે.

સિંધમાં કેટલીક જગાએ પાંચ ઈંચ કરતાં પણ ઓછો વરસાદ પડે છે, કોંકણમાં ૧૦૦" વરસાદ પડે છે, ગુજરાત અને મહારાષ્ટ્રમાં ૨૦ થી ૩૦ ઇંચ વરસાદ પડે છે, અને ધારવાડમાં ૫૦ થી ૯૦ ઈંચ સુધી વરસાદ પડે છે.

આ નકશામાં મહાબળેશ્વર, મુંબઈ, પુના અને અમદાવાદમાં જુદા જુદા મહિનામાં કેટલો વરસાદ પડે છે, તે આકૃતિથી બતાવ્યું છે. મહાબળેશ્વર એ પર્વતનું શિખર છે, મુંબઈ દરીઆ કિનારે છે, પુના અંદરના ભાગમાં પણ ઉચ્ચ પ્રદેશમાં છે, અને અમદાવાદ અંદરના ભાગમાં મેદાનમાં આવેલું છે.

પ્રશ્નો:—

૧. એક ઈંચ વરસાદ એટલે શું?
૨. ચોમાસામાં શાથી વરસાદ આવે છે?
૩. કોંકણમાં વધારે વરસાદ પડે છે તેનું શું કારણ હશે?
૪. કચ્છ, ઉત્તર ગુજરાત અને સિંધમાં કેમ ઓછો વરસાદ પડે છે?

---

* કરાંચીમાં ૭", જેકોબાબાદમાં ૪", સક્કરમાં ૨½", સુરતમાં ૪૦", વેરાવળમાં ૨૬", ભુજમાં ૧૪", રાધનપુરમાં ૧૯", મુંબઈમાં ૮૦", દાહોદમાં ૨૯", આબુમાં ૬૩", લુણાવલામાં ૧૬૭", મહાબળેશ્વરમાં ૨૬૬", કારવારમાં ૨૧૯", માથેરાનમાં ૨૦૯", બેલગામમાં ૫૦", અહમદનગરમાં ૨૫", હુબલીમાં ૨૭", વિજાપુરમાં ૨૪".

૫. ગુજરાતના નકશામાં જુદી જુદી જગાના વરસાદનું પ્રમાણ બતાવો.
૬. પર્વત અને જંગલના પ્રદેશમાં કેવો વરસાદ પડે છે ?

---

## પાઠ ૮ મો

---

### જમીનના પ્રકાર અને વનસ્પતિ.

કોઈ પણ દેશની વનસ્પતિ અને ત્યાંનાં પ્રાણીનો આધાર ત્યાંની જમીન તળ અને આબોહવા; એટલે ત્યાં પડતાં ટાઢ, તાપ અને વરસાદ ઉપર હોય છે. જ્યાં ટાઢ, તાપ અને વરસાદ જોઈએ તેવાં હોતાં નથી, ત્યાં વનસ્પતિ તથા ખેતીની પેદાશ બરાબર થતાં નથી. જ્યાં રેતાળ પ્રદેશ હોય છે, ત્યાં રેતી જલદીથી તપી જાય છે અને તેમાં ભિનાશ ટકી શકતી નથી. પાણી ધીમે ધીમે ગરમ થાય છે અને ઠંડું પડે છે, તેથી જે જમીનમાં પાણી લાંબો વખત રહી શકે છે, તેને ગરમ થતાં ને ઠંડી પડતાં વાર લાગે છે. પણ રેતાળ જમીન જલદી તપે છે, ને જલદી ઠંડી પડે છે. સિંધુના નીચાણનો રેતાળ પ્રદેશ ઘણો ગરમ થાય છે. પણ રાત્રે ઘણો ઠંડો થઈ જાય છે, અને તે એટલે સુધી કે પાણીનો બરફ થઈ જાય છે. ઉનાળામાં ગરમ પવનને લીધે પૂર્વ બાજુએ ઘણી રેતી ઊડવાથી તેના ઢગલા થઈ જાય છે. જે જમીન તળ ગોરાડુ હોય છે, તેમાં પાણી ઘણી મુદ્દત સુધી ટકી શકે છે અને તે ધીમે ધીમે જતું રહે છે. નદી કાંપ ઘસડી લાવી તેની ખીણનો સપાટ પ્રદેશ બનાવે છે, તે આ જાતની જમીન છે અને કિનારાના કાંપના પ્રદેશમાં થોડી મહેનત કરવાથી કુવા ખોદી શકાય છે. જ્યાં ખડકવાળી જમીન હોય છે ત્યાં વરસાદનું પાણી ઝડપથી ઝરણારૂપે વહી જાય છે, અને પછી તે માલમ પડતું નથી. મહારાષ્ટ્રના ઉચ્ચપ્રદેશનું જમીનતળ ખડકાળ હોવાથી નદીઓ ઘણી ઝડપથી વહી જાય છે, પણ ભરૂચ અને સુરત જિલ્લાની કાંપની

કાળી જમીનમાં વરસાદનું પાણી વધારે વખત રહી શકે છે. જ્યાં જંગલ હોય છે, ત્યાંની જમીનમાં પણ વધારે ભિનાશ હોય છે. ત્યાં તાપ ઓછો હોવાથી પાણી તરત સુકાઈ જતું નથી, તેમજ એકદમ વહી જતું નથી. જે કાંપની જમીન હોય છે તે ફળદ્રુપ હોય છે. સુરત, ભરૂચ, ચરોતર અને દશકોશીની જમીન રસાળ છે. તેમજ દરીઆ કિનારાનો ભાગ પણ ફળદ્રુપ હોય છે; કારણ કે તે નદીઓએ ઘસડી લાવેલા કાંપનો બનેલો પ્રદેશ છે. ગુજરાતમાં કાળી અને ગોરાડુ જમીન છે. કચ્છની જમીન ઘણુંખરૂં ખડકાળ છે અને તેમાં ડુંગરોની હાર આવેલી છે. ત્યાં વરસાદ લગભગ ૧૫ ઇંચ પડે છે. કાઠિઆવાડની અંદરનો ભાગ ખડકાળ છે, પણ કિનારાનો ભાગ સપાટ હોવાથી તે ફળદ્રુપ છે.

આપણા ઇલાકાના લોકોનો ઘણો મોટો ભાગ ખેતી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. ડુંગરાળ પ્રદેશની જમીન ઉંચીનીચી, ખડકાળ અને સીધા ઢાળવાળી હોય છે, તેથી ત્યાં ખેતી થઈ શકતી નથી. ત્યાં જંગલોમાં શિકાર કરીને તથા ઢોર ચરાવીને ભીલ લોકો પોતાનો નિર્વાહ કરે છે. ગીર, પંચમહાલ, સુરતજિલ્લો તથા પશ્ચિમઘાટમાં રહેતા લોકો આવી રીતે તેમનું જીવન ગુજારે છે. સિંધમાં જમીનનો મોટો ભાગ રેતાળ છે. જ્યાં સિંધુની આસપાસની કાંપની જમીન છે તે ફળદ્રુપ છે. પશ્ચિમ બાજુની જમીન ખડકાળ છે, તેથી ત્યાં ઉપલા સિંધમાં સક્કર આગળ ખજુરીનાં પુષ્કળ ઝાડ થાય છે. લોકોને આ ઝાડ બહુ ઉપયોગી છે. સિંધમાં બાવળનાં મોટાં ઝાડ ઘણાં ઊગે છે. તેના પરડા ઢોરને ખવડાવવામાં આવે છે, છાલ ચામડું કમાવવાના કામમાં આવે છે, પાંદડાં ઊંટ અને બકરાં ખાય છે, અને લાકડું બાળવાના કામમાં આવે છે.

ગુજરાતમાં પંચમહાલ, કાઠિઆવાડમાં ગીર, અને સુરતના ડાંગના જંગલોમાં જ્યાં પુષ્કળ વરસાદ પડે છે; ત્યાં સાગ, સીસમ,

ખેર, વાંસ, મહુડો તથા બાખરો પુષ્કળ થાય છે. આ ઝાડનાં લાકડાં ઇમારત બાંધવાના ઉપયોગમાં આવે છે. ગુજરાતના સપાટ પ્રદેશમાં આંબો, રાયણ, જાંબુડો, અને મહુડાનાં ફળાઉ ઝાડ થાય છે. તે ઉપરાંત આંબલી, લીમડો, વડ, પીંપળો વગેરે ઝાડ જોવામાં આવે છે.

વાંસ ઉત્તર અને દક્ષિણ વિભાગના જંગલોમાં પુષ્કળ ઊગે છે. સાગ સિંધ સિવાય ઇલાકાના બધા જંગલોમાં જોવામાં આવે છે. અબનુસનાં ઝાડ દક્ષિણ વિભાગમાં હોય છે. સુખડ કાનડાના જંગલમાં હોય છે.

દરીઆકિનારે તાડ, નાળિએર, ખજુરી અને સોપારીનાં ઝાડ પુષ્કળ થાય છે. દરીઆકિનારે જ્યાં ખારી જમીન, માફકસર હવા, અને પુષ્કળ પાણી હોય છે ત્યાં તે થાય છે.

મહુડાનાં ફૂલ ખાવાના કામમાં આવે છે, તથા તેમાંથી દારૂ ગાળવામાં આવે છે. તેનાં બીઆંમાંથી જે ડોળીયું નીકળે છે તેનો સાબુ બનાવવામાં આવે છે.આંબો, કાજુ, અને ફણસ દક્ષિણમાં થાય છે.

નાળિએરના ફળમાંથી કોપરેલ ને રેષામાંથી દોરડાં થાય છે. તાડમાંથી તાડી નીકળે છે અને પાંદડાંના પંખા થાય છે; પાંદડાં તથા ડાળાં ઘર બનાવવાના કામમાં પણ આવે છે. ખજુરીના પાનની સાદડી બનાવવામાં આવે છે. નાશિક અને કરાંચીમાં દ્રાક્ષ થાય છે.

પ્રશ્નો:—(૧) ઇલાકાના જુદા જુદા ભાગમાં કેવી જાતની જમીન છે?

(૨) વનસ્પતિનો આધાર શેના ઉપર હોય છે?

(૩) દરીઆકિનારે ક્યાં ક્યાં ઝાડ ઊગે છે?

(૪) સુખડ, સાગ, અબનુસ, વાંસ, અને મહુડાનાં ઝાડ ક્યાં વિશેષ થાય છે?

(૫) સિંધ અને ગુજરાતની વનસ્પતિ સરખાવો.

# પાઠ ૯ મો

---

## ખનીજ.

જે વસ્તુ ખાણુમાંથી ખોદી કાઢવામાં આવે છે તેને **ખનીજ** કહે છે. આપણા ઈલાકામાં ઉપયોગી ખનીજ બહુ થોડા નીકળે છે. સોનું, રૂપું, કલાઈ, તાંબુ, સીસું, જસત અને લોઢું એ ધાતુઓ પર્વતની ખડકોના પોલાણુમાં જોવામાં આવે છે. તેમજ હીરા તથા માણેક ને જવાહીર ખડકોમાં માલમ પડે છે. જ્યારે વરસાદના પાણીથી ખડકો ધોવાઈ સપાટ પ્રદેશમાં પથરાય છે; ત્યારે ત્યાં આ ધાતુઓ અને જવાહીર જડી આવે છે. આપણે ત્યાં પત્થર અને મીઠા સિવાય બીજા ખનીજો જુજ નીકળે છે.

**પત્થર:**—ધાંગધ્રાની ખાણુમાંથી, તેમજ પોરબંદર તથા કાઠિઆવાડના બીજા ભાગમાંથી નીકળે છે. તે દરીઆમાર્ગે મુંબઈ મોકલવામાં આવે છે.

**મીઠું:**—ખારાઘોડામાં કુવાના પાણીથી પકવવામાં આવે છે, અને કાઠિઆવાડના, ગુજરાતના તથા કોંકણુના કિનારે પકવવામાંઆવે છે.

**મેંગેનીઝ:**—પંચમહાલમાં શિવરાજપુરના ડુંગરમાંથી ખોદી કાઢવામાં આવે છે, અને તે સાફ કરવા વિલાયત મોકલવામાં આવે છે. સાધારણુ લોઢાને સખત કરવા માટે તે વપરાય છે. ધારવાડમાંથી પણુ આ ધાતુ નીકળે છે.

**અકીકના પત્થર:**—રાજપીપળા આગળથી તે નીકળે છે. તેને પકવી ખંભાતમાં તેના ચાક, એરીંગ, બટન વગેરે ચીજો બનાવવામાં આવે છે. દક્ષિણુમાંથી પણુ તે નીકળે છે.

**આરસ પત્થર:**—આરાસુરના પહાડમાંથી નીકળે છે.

**સોનું:**—પહેલાં ધારવાડમાં ઘણું સોનું નીકળતું હતું. હાલમાં ત્યાં નદીની રેતીમાંથી સોનાની રજો માલમ પડે છે, તેમજ બેલગામ જિલ્લામાં મળપ્રભા નદીની રેતીમાંથી થોડું સોનું નીકળે છે.

**સુરોખારઃ**—રાધનપુર સંસ્થાનમાંથી નીકળે છે.

**સાજીખારઃ**—સિંધમાં ખૈરપુર રાજ્યમાંથી નીકળે છે.

**તાંબુઃ**—વિજાપુરમાંથી થોડું તાંબુ નીકળે છે. હાલા પર્વતમાંથી પણ તે મળી આવે છે.

**લોઢુંઃ**—પંચમહાલમાંથી તે નીકળે છે. વળી બેલગામ, કાનડા અને કોલાબા જિલ્લામાંથી તેમજ રત્નાગિરિના પશ્ચિમઘાટમાંથી તે મળી આવે છે. પણ તેને હાલમાં ગાળી શુદ્ધ કરવામાં આવતું નથી.

ફટકડી, ગંધક, સીસું } હાલા પર્વતમાંથી નીકળે છે પણ તે બરાબર ખોદી કાઢવામાં આવતાં નથી.

**પ્રશ્નોઃ**—

(૧) ખનીજ એટલે શું?

(૨) મુંબઈ ઇલાકામાં વધારે ખનીજ ક્યાં ક્યાં નીકળે છે?

(૩) મેંગેનીઝ, અકીક અને આરસનો શો ઉપયોગ થાય છે?

(૪) નકશામાં નીચેના ખનીજ જ્યાં તે નીકળતાં હોય ત્યાં મૂકો. સોનું, પત્થર, લોઢું, ફટકડી અને સુરોખાર.

---

## પાઠ ૧૦ મો

---

### પાક.

આપણા ઇલાકામાં ૧૦૦ માણસોમાંથી ૬૪ જણનો જીવારો ખેતી ઉપર છે. ખેતીનો આધાર જમીનતળ અને આબોહવા (ગરમી, ઠંડી, ભિનાશ એટલે વરસાદ) ઉપર રહે છે; તેથી અમુક જગાએ અમુક જાતનો પાક સારો થાય છે અને બીજે ઠેકાણે તે સારો થતો નથી. મુંબઈ ઇલાકાની જમીન જુદા જુદા ભાગમાં કેવી છે તે આપણે જોઈ ગયા છીએ. તેમજ ત્યાં આબોહવા કેવી છે તેનું પણ વર્ણન

કરવામાં આવ્યું છે. આ ઉપરથી ત્યાં કઈ જાતનો પાક થાય તે જાણી શકાય છે.

સિંધની વાયવ્યમાં ડુંગરા છે અને પૂર્વમાં રણ છે, પણ સિંધુના વહેણની આસપાસની જમીન કાંપની છે, તેથી ત્યાં ઘઉં મોટા પ્રમાણમાં થાય છે. જે ભાગમાં તાપ થોડો પડે છે અને હવા સુકી હોય છે ત્યાં ઘઉં થાય છે. જ્યાં જમીન ગોરાડુ હોય છે, ત્યાં બાજરી અને જુવાર સારાં થાય છે. કપાસ સુકી હવામાં જ્યાં જમીન કાળી હોય છે ત્યાં સારો થાય છે. સિંધમાં ઇજીપ્શિઅન કપાસનું વાવેતર કરવામાં આવ્યું છે. તેનો તાર લાંબો અને પાતળો નીકળે છે. શિઆળામાં નહેરોનાં પાણી વડે ઘઉં અને જુવારનું વાવેતર કરવામાં આવે છે અને ઉનાળામાં બાજરી થાય છે. ગુજરાતમાં કાળી અને ગોરાડુ એવી બે જાતની જમીન છે. સુરત અને ભરૂચ જિલ્લામાં કાળી જમીન પુષ્કળ છે. તાપી અને નર્મદાના વહેણ સાથે ખેંચાઈ આવેલી માટી અનેરેતીની બનેલી તે જમીન છે. તેમાં કપાસ સારો થાય છે. ગુજરાતના દક્ષિણ ભાગમાં વરસાદ વધારે પડે છે, તેમજ ત્યાં ભાઠાની જમીન વધારે છે તેથી ચોખા, શેરડી અને ઉંચો કપાસ એ મુખ્ય પાક થાય છે. મધ્ય ગુજરાતમાં ૪૦ ઇંચિ વરસાદ પડે છે અને ત્યાંના નદીના નીચાણ પ્રદેશમાં જુદાં જુદાં કઠોળ અને ચોખા થાય છે, પણ કપાસ અને બાજરી વધારે થાય છે. ખેડામાં તમાકુ અને પંચમહાલ જિલ્લામાં મકાઈનો પાક વિશેષ થાય છે. ઉત્તર ગુજરાતમાં હવા સુકી છે અને જમીન રેતાળ સપાટ મેદાનની છે. તે ભાગમાં જ્યાં જમીન સારી છે ત્યાં બાજરી થાય છે. કાઠિઆવાડનો મોટો ભાગ પથરાવાળી જમીનનો હોવાથી તે વેરાન જેવો છે. જ્યાં જમીન રસાળ છે, ત્યાં ઘઉં અને કપાસ સારાં થાય છે. કચ્છની હવા કાઠિઆવાડ કરતાં વધારે સુકી છે અને જમીન ખડકાળ અને વેરાન છે. ત્યાં કોઈ કોઈ જગાએ જુવાર, બાજરી, તલ અને કઠોળ થાય છે.

કોંકણમાં ભિનાશવાળી હવા છે, તેથી ત્યાં કિનારા પાસે મુખ્ય

પાક ડાંગરનો છે. જરા આગળ જતાં બાગાયત જમીન આવે છે તેમાં પુષ્કળ બગીચા છે, પણ ડુંગરાળ ભાગમાં મહા મહેનતે પાક થાય છે. મહારાષ્ટ્રની જમીન પશ્ચિમઘાટના ઘસાવાથી કાળી છે. તેમાં જુવાર, બાજરી અને કપાસ થાય છે; વળી ઘઉં પણ વધારે થાય છે. હાલમાં ભોયસીંગનું વાવેતર વધતું જાય છે. કાનડામાં જુવાર, બાજરી અને કપાસ થાય છે. હવા સુકી હોવાથી ત્યાં ડાંગર થતી નથી. કાનડાની રસાળ જમીનમાં મસાલાના બગીચા વિશેષ છે.

પ્રશ્નો:—

૧. જુદે જુદે ઠેકાણે જુદા જુદા પાક શાથી થાય છે ?
૨. નકશામાં મહારાષ્ટ્ર અને કાનડાનો પાક મૂકો.
૩. કોંકણમાં ડાંગર કેમ વિશેષ થાય છે ?
૪. દક્ષિણ ગુજરાતની જમીન કેવી છે ? ત્યાં શું પાકે છે ?
૫. નકશામાં નીચેનો પાક મૂકો.—
તમાકુ, કપાસ, મશાલો, મકાઈ અને બાજરી.

---

## પાઠ ૧૧ મો

---

### પ્રાણીઓ.

જેમ વનસ્પતિ અને પાકનો આધાર જમીન અને આબોહવા ઉપર છે, તેમ જુદાં જુદાં પ્રાણીઓ અને પક્ષીની જાતનો આધાર પણ તેના ઉપર છે.

સિંધના રણમાં ઊંટ વિશેષ જોવામાં આવે છે, કારણ કે તે ગરમી સહન કરી શકે છે. તેમજ તેને પાણી વગર ઘણા દિવસ ચાલી શકે છે. તેના પગ કુદરતે એવા બનાવ્યા છે કે તેને રેતીમાં મુસાફરી કરવાનું ઘણું ફાવે છે. સવારીમાં તથા માલ લઇ જવામાં તે ઘણું ઉપયોગી છે. સિંધમાં ઘણાં ઊંટ પાળવામાં આવે છે. તેને ખેતીના કામમાં લે છે.

કચ્છમાં ખચ્ચરને મળતાં રાની ગધેડાં હોય છે. તે કચ્છના ખારાપાટામાં ઊગતું ખારૂં ઘાસ ખાય છે. વરસાદનું પાણી સુકાઈ ગયા પછી રાની ગધેડાંનાં ટોળેટોળાં જોવામાં આવે છે. સિંધમાં પણ આવાં ગધેડાં જોવામાં આવે છે. કચ્છના ઘોડા જાણીતા છે.

ફક્ત કાઠિઆવાડના ગીરના જંગલમાં સિંહ જોવામાં આવે છે. હાલમાં તેની સંખ્યા કમી થતી જાય છે. ગીરની ગાય અને જાફરાબાદી ભેંસ સારી દૂધાળ હોવાથી વખણાય છે. કાઠિઆવાડના ઘોડા ઘણા વખતથી જાણીતા છે.

ઉત્તર ગુજરાતમાં ઘાસચારો સારો હોવાથી તથા હવા સુકી હોવાથી ત્યાંનાં ગાય તથા બળદ મજબુત હોય છે, અને તે સારા વખણાય છે. વઢીઆરી ભેંસ સારૂં દૂધ આપે છે. ગુજરાતનાં જંગલોમાં વાઘ, વરૂ, દીપડા, જરખ, સાબર, હરણ, ભુંડ, રોઝ, શિઆળ તથા સસલાં જોવામાં આવે છે. ભેંસ, ઘેટાં, બકરાં, ઊંટ, ગધેડાં વગેરે જનાવરો પાળવામાં આવે છે.

મહારાષ્ટ્રના સહ્યાદ્રિ પર્વતમાં વાઘ, ડુક્કર વગેરે રાની પશુઓ જોવામાં આવે છે. ગોદાવરી અને ભીમા નદીના પ્રદેશનાં જબરાં ટટ્ટુ જાણીતાં છે. કૃષ્ણા નદીની ખીણમાં સારાં પશુ ઉછેરવામાં આવે છે.

મોટી નદીઓમાં મગર હોય છે તથા દરીઆકિનારે ઘણી જાતની માછલીઓ હોય છે. નાગ, વગેરે ઝેરી સાપ જોવામાં આવે છે. ડુંગરના સાપ ઝેરી હોય છે.

અજગર તેના શિકારને ચુડથી દબાવી મારી નાખે છે. ચિત્તા જંગલમાં ઘણા જોવામાં આવે છે, પણ હવે આઘેનાં જંગલમાં મળે છે. રીંછ જંગલ અને ડુંગરોમાં મળી આવે છે. જંગલી ભેંસ કાનડામાં પર્વતની ખીણમાં હોય છે. ખચ્ચર તથા ગધેડાં જે પુષ્કળ જોવામાં આવે છે તેનો ઉપયોગ ભાર ઉંચકવામાં કરવામાં આવે છે.

પ્રશ્નો:—

૧. ઉંટ ક્યા પ્રદેશમાં વિશેષ જોવામાં આવે છે? શા કારણથી?

૨. નકશામાં જ્યાં નીચેના જનાવર માલમ પડતાં હોય ત્યાં મૂકો.
   ભેંસ, ઘોડા, જંગલી ભેંસ, સિંહ, ખચ્ચર.

૩. ઉત્તર ગુજરાતમાં શા કારણથી ગાય તથા બળદ મજબુત હોય છે?

---

## પાઠ ૧૨ મો

### ધંધો રોજગાર.

આપણા ઇલાકાના લોકનો મુખ્ય ધંધો ખેતીનો છે. ખેતીના લગતા બીજા કેટલાક ધંધા પણ ચાલે છે. હાલમાં સંચામાં વણેલું કાપડ તૈયાર થાય છે, તેથી હાથે વણેલું કાપડ બહુ પોષાતું નથી; તોપણ પણ દરેક ગામમાં સુતર બનાવી સાળમાં કાપડ તૈયાર કરવામાં આવે છે; તેથી ખાદી, ધોતીઆં, સાલ્લા તેમજ જાડું કાપડ ઘણા લોકો વાપરે છે. પુના, નાશિક, સોલાપુર અને બેલગામમાં સાળનું વણાટકામ સારૂં થાય છે; તોપણ સુરત અને અમદાવાદનુ વણાટ કામ ઉત્તમ છે. ત્યાંની કપડામાં વણેલી ભાત બહુ સરસ હોય છે. સુતર અને કાપડ રંગવાનો ધંધો કેટલાક લોક કરે છે. વિલાયતી રંગનો વિશેષ ઉપયોગ થવાથી દેશી રંગ બહુ વપરાતા નથી. સિંધ અને ગુજરાતમાં સુતરાઉ છાપેલું કાપડ વધારે પસંદ કરવામાં આવે છે, પણ મહારાષ્ટ્રમાં સુતર અને રેશમનાં સહેજ રંગેલાં સાદાં કપડાં લોકો પહેરે છે. રેશમી કાપડના ધંધામાં પણ કેટલાક લોકો રોકાએલા છે. પરદેશી રેશમનાં અમદાવાદ, સુરત, યેવલા, નાશિક, થાણા અને મુંબઈમાં હાથે વણીને કપડાં તૈયાર કરવામાં આવે છે. તેની સાડીઓ, કીનખાબ વગેરે જુદી જુદી જાતનાં થાય છે. રેશમી અને સુતરાઉ કાપડ ઉપર કસબનું ભરતકામ હૈદરાબાદ (સિંધ) માં સારૂં થાય છે. પુના અને યેવલામાં તારકસબનું કામ સારૂં થાય છે, અને તે કોર

બનાવવામાં અને ભાત ભરવામાં વપરાય છે. જામનગર અને ગોંડળનું રેશમી ભરતનું કાપડ વખણાય છે. તેના કરતાં પણ કચ્છનું કામ ચઢિઆતું છે. વડોદરા, સુરત તથા મુંબઈમાં પણ ભરતકામ સારા પ્રમાણમાં થાય છે. ગરમ કપડાની મિલો મુંબઈમાં છે. ધાબળા તથા બુલાંકીટો બનાવવા માટે ઊન કાંતવાનું કામ કેટલાક લોકો કરે છે.

કચ્છનું સોનેરી અને રૂપાનું નકશીનું કામ ઉત્તમ હોય છે. નાશિક અને પુનાનાં પિત્તળનાં વાસણ વખણાય છે. મુંબઈ અને અમદાવાદમાં તાંબાનાં વાસણ સારાં થાય છે. કેટલુંક લોઢાનું પરચુરણ કામ લુહારો કરે છે. આમોદનાં ચપ્પુ વખણાય છે. કચ્છ, કાઠિઆવાડ અને વડોદરામાં પહેલાં બખતર, ભાલા અને તરવાર બનતાં હતાં. કપડવણજમાં કાચનાં કારખાનાં છે, તેમજ તળેગામમાં કાચનું કારખાનું છે.

મહારાષ્ટ્ર તથા ખાનદેશમાં લાખ એકઠી કરવામાં આવે છે. પંચમહાલમાં તેની બંગડીઓ બનાવે છે. લાકડા ઉપરના નકશીકામ માટે અમદાવાદ અને સુરત સારી રીતે જાણીતાં છે. કાનડામાં સુખડ ઉપર સુંદર કારીગરીનું કામ થાય છે. ખારાઘોડામાં મીઠું પકવવામાં આવે છે, તેમજ કોંકણ અને કાઠિઆવાડના કિનારા પર વરાગડું મીઠું પકવવામાં આવે છે.

ઇલાકામાં કાપડ વણવાની અને સુતરની ૨૧૮ મિલો છે. મિલ ઉદ્યોગનાં મુંબઈ અને અમદાવાદ બે મુખ્ય સ્થળો છે. મુંબઈમાં ૮૧ અને અમદાવાદમાં ૭૩ મિલો છે. તે ઉપરાંત ચોખા ખાંડવાના, લાકડાં વહેરવાના અને અનાજ દળવાના સંચા અને કપાસ લોઢવાનાં જીન છે. દીવાસળી, કાગળ, કાચનો સામાન, શેતરંજી અને ચામડાના ઉદ્યોગો આબાદ થતા જાય છે. હોડી તથા વહાણ બનાવવાનો તથા કાથાનાં દોરડાં બનાવવાનો ધંધો દરીઆ કિનારે ચાલે છે; વળી દરીઆ કિનારે માછી લોકો માછલાં પકડવાનો ધંધો કરે છે. ઓખામંડળ અને બેડી બંદરે મોતી કાઢવાનો ધંધો હાલમાં શરૂ થયો છે. મોતી કાલુ નામની માછલી બનાવે છે.

પ્રશ્નોઃ—

૧. કાપડ વણવાનો ઉદ્યોગ મુખ્યત્વે ક્યાં છે ?

૨. નીચેની વસ્તુઓ ક્યાં થાય છે તે નકશામાં મૂકો.
કાચનો સામાન, લાકડાનું નકશીકામ, કસબીકામ, તથા રેશમી કાપડ.

૩. દરીઆકિનારે શો ધંધો ચાલે છે ?

૪. કચ્છનું કયું કામ વખણાય છે ?

૫. તાંબાપિત્તળનાં વાસણ બનાવવાનો ધંધો ક્યાં સારો ચાલે છે ?

---

## પાઠ ૧૩ મો

---

### આયાત નિકાસ.

જે વસ્તુ બહુ થતી હોય અને તેનો ખપ ન હોય તો તેને બહાર ગામ મોકલવામાં આવે છે. એક ગામમાં થતી ડાંગર, ઘઉં, બાજરી, શેરડી વગેરે બીજા ગામમાં મોકલવામાં આવે છે; અને તેને બદલે ત્યાં ન બનતી ચીજો જેવી કે કાપડ, વાસણ, ખાંડ, દીવાસળી ઘાસતેલ ત્યાં લાવવામાં આવે છે. જેવી રીતે એક ગામથી બીજે ગામ વધારાનો માલ મોકલવામાં આવે છે, તેવી રીતે એક પ્રાંત કે દેશમાંથી બીજે ઠેકાણે જે માલ મોકલવામાં આવે છે તેને **નિકાસ** કહે છે; અને જે માલ બીજે ઠેકાણેથી લાવવામાં આવે છે તેને **આયાત** કહે છે.

આપણા ઇલાકામાં મુખ્ય ધંધો ખેતીનો છે, તેમજ મિલ-ઉદ્યોગ, હાથવણાટ, જુદાં જુદાં કારખાનાં ચલાવવાં વગેરે બીજા ધંધા પણ ચાલે છે.

આપણા ઇલાકામાંથી રૂ, ઘઉં, ચોખા, તેલીબીઆં, સુતર, ઇમારતી લાકડું, સોપારી, નાળિએર, સુકાં માંછલાં, ચામડાં, હાડકાં વગેરે માલ બહાર મોકલવામાં આવે છે. આપણે ત્યાં જોઇતા પ્રમા-

ણુમાં કારખાનાં નથી, તેથી કાચો માલ પરદેશ મોકલી ત્યાં બનતો કારીગરીવાળો માલ આપણે મંગાવીએ છીએ. જેમકે:–કાચનો અને લોઢાનો સામાન, પતરાં, યંત્રો (સંચા); રેશમી, ગરમ અને સુતરાઉ કાપડ; કાગળ, પેન્સિલ, સુતર, રંગ, ખાંડ, દીવાસળી, રબરની ચીજો તથા રેશમ એ મુખ્ય ચીજો છે. વળી ખજુર, બીસ્કીટ, મોટર, સાઈકલ, ટાઈપરાઈટર, તાંબાપિત્તળનાં પતરાં, વિલાયતી બીડીઓ, દવાઓ, કોલસા, સીવવાના સંચા, વિજળીનો સામાન, રેશમી કાપડ, દોરા, ઘડિઆળ, ઘાસતેલ વગેરે બીજી ઘણી ચીજો આપણે ત્યાં પરદેશથી આવે છે.

ભરૂચ, વલસાડ, સુરત, હોનાવર એ બંદરોનો અરબસ્તાન તથા ઈરાની અખાત પરનાં બંદરો સાથે મોટો વેપાર ચાલે છે. તેમજ મોટા બંદરેથી નાનાં બંદરે વહાણુ વાટે વેપાર ચાલે છે. મુંબઈ બંદરેથી વધારેમાં વધારે રૂ, અને કરાંચીથી વધારેમાં વધારે ઘઉં પરદેશ મોકલવામાં આવે છે. મુંબઈ ઇલાકાના એક ભાગનો બીજા ભાગ સાથે મુખ્યત્વે દાણા, ધાતુનો સામાન અને સુતરાઉ કાપડનો વેપાર ચાલે છે. ચોખા, નાળિએર, રૂ, મીઠું, ઈમારતી લાકડાં અને જુદી જુદી જાતનાં સુતરાઉ કાપડનો વેપાર દરીઆ કિનારે ચાલે છે. મુંબઈ, કરાંચી, અમદાવાદ, સુરત, ભુસાવળ, પુના, સોલાપુર, હુબળી, હૈદરાબાદ અને સક્કર એ વેપારનાં મુખ્ય મથકો છે.

**પ્રશ્નો:**—

૧. આયાત કોને કહે છે? નિકાસ એટલે શું?
૨. આપણા ઈલાકાની જે નિકાસ હોય તે કહો.
૩. ઇલાકાની બહારથી આપણે ત્યાં શું શું આવે છે? તેનું કારણ શું?
૪. વેપારનાં મુખ્ય મથકો નકશામાં મૂકો.
૫. કયાં કયાં બંદરે સારો વેપાર ચાલે છે?

## પાઠ ૧૪ મો.

### વહેવારના માર્ગ.

દેશના એક ભાગમાંથી બીજે ઠેકાણે વધારાનો માલ મોકલવામાં આવે છે. જ્યાંથી સારો અને સસ્તો માલ મળે છે, ત્યાંથી તે મંગાવવામાં આવે છે. આવી રીતે એક દેશમાંથી બીજા દેશમાં માલની જે અવર જવર થાય છે તેને **વેપાર** કહે છે. ધમધોકાર વેપાર માટે માલ લઈ જવા લાવવાના રસ્તા નિર્ભય તેમજ સારા બાંધેલા હોવા જોઈએ, વળી તે ઉપરાંત તેનું ખર્ચ ઓછું પડવું જોઈએ. માલ લઈ જવા માટે નદી, નહેર, રસ્તા કે રેલ્વે માર્ગનો ઉપયોગ કરવામાં આવે છે.

આપણે ત્યાં હાલમાં ઘણી રેલ્વે થઈ છે. તે મારફત આપણે સહેલાઇથી થોડા ખરચે મુસાફરી કરી શકીએ છીએ, અને માલ મોકલી શકીએ છીએ. પહેલાંના વખતમાં સારા રસ્તા નહિ બાંધેલા હોવાથી ગાડામાં માલ મોકલવામાં આવતો હતો. જ્યારે દૂરનાં ગામોમાં જથાબંધ માલ પહોંચાડવો પડતો, ત્યારે વણઝારા પોઠો ઉપર માલ લઈ જતા હતા, અને રેતાળ પ્રદેશમાં ઊંટ પર માલ લાધી મોકલાતો હતો. હાલમાં ઊંટ અને ગાડાંનો થોડો ઉપયોગ થાય છે; પણ રેલ્વે થવાથી વણઝારાની પોઠનો ઉપયોગ થતો નથી.

આપણા ઇલાકામાં સિંધુ સિવાય બીજી એકે મોટી નદી નથી. મહી, તાપી, નર્મદા જે ગુજરાતમાં નદીઓ છે, તેના મુખ આગળથી ફકત ૩૦ માઇલ સુધી કોરી ઋતુમાં વહાણો અંદરના ભાગમાં ફરી શકે છે. વળી કિનારો ખાંચાવાળો નહિ હોવાથી અંદરના ભાગનો દરીઆ સાથેનો વહેવાર ઘણો ઓછો છે. કોંકણની નદીઓ ઘણી ટુંકી છે; અને મહારાષ્ટ્રની ગોદાવરી, કૃષ્ણા, ભીમા નદીઓ ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ઝડપથી વહે છે; એટલે તેમના મૂળ તરફના ભાગમાં સફર થઈ શકતી નથી. તેમના મધ્યનો તથા મુખનો

પ્રદેશ આપણા ઇલાકામાં નથી. આવી રીતે જવા આવવા માટે તથા માલ લઈ જવા માટે નદીઓનો જોઈતો ઉપયોગ થતો નથી. સિંધુ નદી અને તેની ફાંટાઓ દ્વારા હોડી અને વહાણનો અવર જવર થતો હતો, તથા તે મારફત વેપાર ચાલતો હતો, પણ તેની બંને બાજુએ રેલ્વે થવાથી તે પડી ભાંગ્યો છે. બીજા દેશોમાં નહેરોનો ઉપયોગ અવર જવર માટે તથા વ્યાપાર માટે ઘણો થાય છે, પણ આપણે ત્યાં તેનો ઉપયોગ ફક્ત ખેતી માટેજ થાય છે.

રસ્તા બે જાતના છે; કાચા અને પાકા. ગામડામાં કાચા રસ્તા છે, પણ મોટાં ગામોમાં પાકી સડકો બાંધેલી છે. તે રસ્તે ગાડાં તથા ગાડીઓની અવર જવર થાય છે. હાલમાં રેલ્વે ઘણી વધતી જતી હોવાથી, તેમજ મોટર લારીઓ મારફતે માલ ઝડપથી લઈ જવામાં આવે છે, તેથી ગાડાંનો ધંધો પડી ભાગવા માંડયો છે. હવે જિલ્લાના દૂરના ગામોનો સંબંધ મોટાં ગામો અને શહેરો સાથે મોટર મારફત બંધાયો છે, તથા જિલ્લાનાં મુખ્ય ગામો પાકી સડકોથી એકબીજા સાથે જોડાએલાં છે.

આપણા ઇલાકાનો ઘણો વેપાર રેલ્વે મારફત થાય છે. મુંબઈ અને વીરમગામ વચ્ચે જે મોટી રેલ્વે છે, તેને **બી. બી. સી. આઈ. રેલ્વે** એટલે બોમ્બે (મુબઈ) બરોડા (વડોદરા) એન્ડ સેન્ટ્રલ ઇન્ડિઆ (મધ્ય હિંદ) રેલ્વે કહે છે; કારણકે તે મુલકમાં થઈને તે જાય છે. મુંબઇથી તે કિનારે કિનારે જાય છે અને તેના ઉપર અમદાવાદ, નડિઆદ, આણંદ, વડોદરા, ભરૂચ, સુરત વલસાડ વગેરે સ્થળો આવેલાં છે. આ ઇલાકામાં બીજી મુખ્ય રેલ્વે **જી. આઈ. પી.** (ગ્રેટ ઇન્ડીઅન પેનિન સુલા) રેલ્વે છે. વળી પુનાથી ધારવાડ તરફ જનારી ગાડી **સધર્ન મરાઠા રેલ્વે** (દક્ષિણ મરાઠા રેલ્વે)ના નામથી ઓળખાય છે. પહેલી બે રેલ્વેઓ મોટા માપની છે પણ સધર્ન મરાઠા રેલ્વે નાના માપની છે. આ સિવાય બીજી નાના માપની રેલ્વેઓ છે. ગુજરાતમાં


મુંબઈ ઈલાકાની
રેલવે.
કચ્છનું મોટું રણ
કચ્છનો અખાત
ખંભાતનો અખાત
મુંબઈ

રજપુતાના માળવા રેલ્વે નાના માપની છે, તેનું જોડાણ બી. બી. સી. આઈ. રેલવે સાથે થાય છે.

અમદાવાદથી એક પશ્ચિમનો ફાંટો વીરમગામ થઈ કાઠિઆવાડ સાથેનો સંબંધ જોડે છે. ભાવનગર, ગોંડલ, જુનાગઢ, પોરબંદર, જામનગર, જેતલસર, રાજકોટ અને ધ્રાંગધ્રા રાજ્યોની બધી નાના માપની ગાડીઓ છે. રાજકોટથી એક ફાંટો મોરબી જાય છે અને બીજો વઢવાણ જાય છે.

બી. બી. આઈ રેલ્વેનો બીજો ફાંટો આણંદથી ગોધરા થઈ રતલામ આગળ રજપુતાના રેલ્વે સાથે જોડાય છે, વળી ગોધરેથી વડોદરા સુધીનો ટુંકા રસ્તાનો એક ફાંટો છે.

ભરૂચથી અંકલેશ્વર થઈ રાજપીપળા જવાની રેલ્વે છે, વળી ટાપ્ટી રેલ્વે થવાથી મુંબઈ, વડોદરા અને મધ્ય હિંદના ભાગનો સંબંધ સુરત થઈ અમલનેર, અને જળગામ સાથે થાય છે.

ગ્રેટ ઇન્ડીઅન પેનિન સુલા રેલ્વે (જી. આઈ. પી.) જે મુંબઈથી ઉપડે છે, તેના કલ્યાણ આગળ બે ફાંટા પડે છે. તેમાંનો એક કલકત્તા તરફ જાય છે અને બીજો મદ્રાસ તરફ જાય છે.

કલકત્તા તરફ જતાં નાશિક તરફ જતાં થળઘાટમાં થઇને જવું પડે છે. કલ્યાણથી નીકળતાં પુના તરફનો બીજો ફાંટો ભોરઘાટમાં થઈને જાય છે. ત્યાં પર્વતમાંથી રેલ્વેનો માર્ગ કાઢયો છે. ડુંગરો ખોદી વચ્ચેની ખીણો ઉપર પૂલ બાંધવામાં આવ્યા છે, અને રેલ્વે ગાડીને પુષ્કળ ઉંચે ચઢાવવી પડે છે. ઉંચા ડુંગરોને ખોદી ભોંયરૂં કરી ગાડી લઈ જવામાં આવી છે.

સધર્ન મરાઠા રેલ્વેના પુના આગળથી બે ફાંટા થાય છે. તેમાંની એક લાઈન ઠેઠ દક્ષિણમાં લોંઢા સુધી જાય છે, અને તેજ ગાડી પાછી પોર્ટુગલના રાજ્યમાં થઈ મારમેગાંવ સુધી જાય છે અને તે દરીઆ સાથે સંબંધ ધરાવે છે. ત્યાંથી તે ધારવાડ, હુબલી અને હરિહર સુધી આવેલી છે. પછી તેનો સંબંધ મ્હૈસુર રેલ્વે સાથે થાય

છે. તેનો બીજો ફાંટો હુડગી, ગદગ અને બીજાપુર થઈ હુબલી સાથે જોડાય છે. વળી મીરજથી કોલ્હાપુર સુધી નાની ગાડી જાય છે.

સિંધમાં **નોર્થ વેસ્ટર્ન** (વાયવ્ય) રેલ્વે કરાંચીથી સિંધુના જમણા કિનારા તરફ જાય છે. તેનો એક ફાંટો કોટ્રીથી રોહરી સુધી જાય છે, અને રૂક આગળ કવેટાની રેલ્વે જોડાય છે; વળી હૈદરાબાદ આગળ રજપુતાના માળવા રેલ્વે સાથે તે મળે છે. આવી રીતે સિંધનો સંબંધ પંજાબ અને રજપુતાના સાથે જોડાયો છે.

દરીઆ કિનારાનો વહેવાર કરાંચી, મુંબઈ, માંગલોર વગેરે બંદરે આગબોટમાં જવાથી સચવાય છે. મુંબઇથી આગબોટ સીધી કરાંચી જાય છે અને ત્યાંથી એડન જવાય છે. કિનાર પરનાં શહેર સાથેનો વહેવાર વહાણ કે આગબોટથી ચાલે છે. નાનાં બંદરોએ હોડીથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે અવર જવર થાય છે.

**પ્રશ્નો:—**

(૧) વેપાર રોજગાર ક્યારે સારો ચાલે?

(૨) અવરજવર તથા વેપારના માર્ગો કઈ કઈ જાતના છે?

(૩) હાલમાં આપણે ત્યાં શેનો વધારે ઉપયોગ થાય છે?

(૪) મુંબઈથી પુને જવાની મુસાફરીનું વર્ણન કરો.

(૫) એક માણસ કરાંચીથી લોઇડ બારેજ જોવા જાય છે તો તે વખતે તે રસ્તામાં શું શું જોશે?

(૬) ભટકળથી એક વહાણ કિનારે કિનારે ભાવનગર આવે છે તો તે ક્યાં ક્યાં બંદરે અટકશે?

(૭) માર્મે ગોવાથી એક માણસને સુરત આવવું છે, તો તેને કઈ કઈ રેલગાડીમાં બેસવું પડશે? તેમાં જે લાંબો અને ટુંકો માર્ગ હોય તે જણાવો.

---

# પાઠ ૧૫ મો

---

## વસ્તી.

મુંબઈ ઇલાકાની ભૂમિરચના તથા વરસાદનો નકશો આપણે જોઈશું, તો તે ઉપરથી તેની વસ્તી કેવી રીતે આવેલી છે તે બાબત સમજાશે. ઇલાકાની કુલ વસ્તી ૨,૬૦,૫૭,૬૪૮ માણસની છે, તેમાં ૨ કરોડ હિંદુ, ૪૬ લાખ મુસલમાન, ૫ લાખ જૈન, ૨,૬૩,૦૦૦ ખ્રિસ્તી અને ૮૩,૦૦૦ પારસી છે. તેનો વિસ્તાર ૧,૮૭,૦૭૪ ચો. મા. છે. તેમાં દેશી રાજ્યનો વિસ્તાર ૬૩,૪૫૩ ચો. મા. છે, અને તેની વસ્તી ૭૪,૨૧,૩૪૧ની આવી જાય છે. વળી વડોદરાનું રાજ્ય મોટું છે, તેનો વિસ્તાર ૮૧૮૨ માઇલનો છે, અને તેની વસ્તી ૨૦,૩૨,૭૯૮ માણસની છે; એટલે અંગ્રેજી ખાલસા મુલકની વસ્તી ૧ કરોડ ૯૩ લાખ માણસની છે,

ઇલાકામાં વસ્તીનું પ્રમાણ દર ચોરસ માઇલે નીચે પ્રમાણે છે.—

| | | | |
|---|---|---|---|
| સચીન. | ૪૭૬. | કાનડા. | ૧૦૨. |
| ખેડા જિલ્લો. | ૪૪૫. | થરપાર કર. | ૨૯. |
| હૈદરાબાદ. | ૧૨૧. | ડાંગ. | ૨૫. |

વસ્તીની ઘાડાઈના પ્રમાણમાં પ્રથમ ઉત્તર (૨૭૪), પછી દક્ષિણ (૧૯૬), અને પછી મધ્ય વિભાગ (૧૫૮) આવે છે. છેવટે સિંધ (૭૯) આવે છે. કર્ણાટક અને ગુજરાતમાં મુસલમાનની વસ્તી ૧૧ ટકા, દક્ષિણ અને કોંકણમાં ૬ ટકા, સતારા જિલ્લામાં ૩।। ટકા અને ભરુચ જિલ્લામાં ૨૩ ટકા છે. સિંધમાં એકંદર ૭૩ ટકા અને ઉપલા સરહદમાં ૯૦ ટકા મુસલમાનો છે.

આ ઇલાકામાં ઘણા લોકો ખેતી કરીને તેમનો નિભાવ કરે છે; તેથી જ્યાં જમીન રસાળ છે અને વરસાદ સારો પડે છે, અથવા નહેર કે કુવાના પાણીની સવડ હોય છે; ત્યાં વસ્તી વિશેષ જોવામાં આવે છે. જે ભાગ સપાટ મેદાનવાળો અને ફળદ્રુપ છે, ત્યાં વધારે

# વસ્તીનું પ્રમાણ



| | |
|---|---|
| | ૨૫૬ - ૫૧૨ |
| | ૧૨૮ - ૨૫૬ |
| | ૬૪ - ૧૨૮ |
| | ૩૨ - ૬૪ |
| | ૧૬ - ૩૨ |
| | ૧૬ ની અંદર |

વસ્તીવાળાં ગામ પાસે પાસે હોય છે; પણ ડુંગરાળ કે રેતાળ પ્રદેશમાં, કે જ્યાં ઘાડાં જંગલો કે વેરાન મુલક હોય છે; ત્યાં લોકો સુખેથી રહી શકતા નથી. વળી જંગલવાળા ભાગમાં વરસાદ સારો હોય પણ હવા ખરાબ હોય તો તે ભાગ ઉજ્જડ વસ્તી વગરનો રહે છે. વસ્તીના નકશામાંથી માલમ પડે છે, કે જ્યાં વરસાદ ઓછો છે ત્યાં વસ્તી પણ ઓછી છે. સિંધમાં ઘણો ઓછો વરસાદ પડવાથી તેમજ તેનો મોટો ભાગ રેતાળ હોવાથી ત્યાં વસ્તી ઓછી છે. આખા બ્રિટિશ સિંધની વસ્તી ૩૫ લાખની છે અને તેનો વિસ્તાર ૫૩૦૦૦ ચો. મા. છે; એટલે દર ચોરસ માઇલે ૬૬ માણુસ છે. જ્યારે ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ, કોંકણ, મધ્યવિભાગ અને કર્ણાટકની વસ્તીનું પ્રમાણ દર ચોરસ માઇલે નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| તળ ગુજરાત. | ૧૬૭ |
| કાઠિઆવાડ. | ૧૦૬ |
| કચ્છ. | ૬૩ |
| સિંધ. | ૭૧ |
| કોંકણ (દેશી રાજ્ય સિવાય) | ૨૫૪ |
| મધ્ય વિભાગ. | ૧૫૮ |
| કર્ણાટક. | ૧૯૬ |

હાલમાં મિલ ઉદ્યોગ તથા કારખાનાંને લીધે લોકો શહેરમાં વધારે રહેવા આવે છે. ઇલાકામાં મોટાં ૭ શહેરો છે જેની વસ્તી નીચે પ્રમાણે છે.

મુંબઇ (૧૧,૭૬,૦૦૦), અમદાવાદ (૨,૭૪,૦૦૦), કરાંચી (૨,૧૭,૦૦૦), પુના (૨,૧૫,૦૦૦), સુરત (૧,૭૫,૦૦૦), સોલાપુર (૧,૨૦,૦૦૦) અને હુબલી (૬૯,૨૦૦).

ધર્મ પ્રમાણે નીચે મુજબ વસ્તી છે.

| | |
|---|---|
| હિંદુ. | ૨,૧૬,૦૦,૦૦૦ |
| મુસલમાન. | ૪૭,૦૦,૦૦૦ |

| | |
|---|---|
| ખ્રિસ્તી. | ૨,૭૦,૦૦૦ |
| પારસી. | ૮૩,૦૦૦ |

---

## પાઠ ૧૬ મો

---

### લોકો-ધર્મ-ભાષા.

**અનાર્યઃ**—પહેલાં આ દેશના મૂળવતની તરીકે ભીલ, નાયકડા, વાઘરી, કોળી, દુબળા વગેરે હતા. જ્યારે આર્યલોકોએ તેમનો મુલક જીતી લીધો, ત્યારે તેઓ ડુંગરો અને જંગલોમાં જતા રહ્યા. પંચમ-હાલના ડુંગરમાં ભીલ, તથા સોનગઢ વેરાના જંગલોમાં નાયકડા અને દુબળા જોવામાં આવે છે. તેઓ સુધરેલા નથી.

**દ્રાવિડઃ**—દક્ષિણમાં દ્રાવિડ જાતના લોકો રહેતા હતા. જ્યારે આર્ય લોકોએ તેમને જીતી તેમનો દેશ કબજે કર્યો, ત્યારે તેઓ તેમની સાથે મળી ગયા. પણ તેમના રીતરિવાજ ભાષા વગેરેમાં બહુ ફેરફાર થયો નહિ, હાલ તેઓ **કાનડામાં** માલમ પડે છે. તેમની ભાષા **કાનડી** છે.

**આર્યઃ**—આર્ય લોકો હિંદુસ્તાનના વાયવ્ય ખુણામાં થઈ આવ્યા અને તેમણે પંજાબ તથા ગંગાજમનાનો પ્રદેશ તાબે કર્યો. તેમનો સુધારો ધીમે ધીમે બધે ફેલાવ્યો. દ્રાવિડ અને મૂળ જંગલી લોકોને તેમને તાબે થવું પડયું અને બીજે ઠેકાણે જતું રહેવું પડયું. હાલની હિંદુ પ્રજા મુખ્યત્વે તેમનામાંથી ઉતરી આવેલી છે.

**મુસલમાનઃ**—આઠમી સદીમાં આરબ લોકોએ સિંધમાં હુમલો કર્યો હતો. ત્યારપછી હિંદના વાયવ્ય ખુણેથી મુસલમાનોની જુદી જુદી જાતોએ દિલ્હી જીતી લઈ હિંદમાં રાજ્ય કર્યું હતું. તે લોકોના વંશજ તથા આપણા દેશના હિંદુઓમાંથી થએલા મુસલમાન આપણા દેશમાં છે.

**પારસી**:—તેઓ મૂળ ઈરાનના વતની છે, પણ જ્યારે મુસલમાન લોકોએ ઈરાન જીત્યું, ત્યારે તેમના પર ધર્મનો જુલમ થવાથી ત્યાંથી તેઓ ગુજરાત તરફ આવ્યા. પ્રથમ તેમણે સંજાણમાં મુકામ કર્યો, પછી સુરત જિલ્લામાં તેઓ વસ્યા. હાલ મુંબઈમાં તેમની વસ્તી વધારે છે.

**ધર્મ**:—અનાર્ય લોકો ભૂત, પ્રેત તથા દેવદેવીઓને માને છે. જે આર્યધર્મ પહેલો હિંદમાં હતો, તેમાં કેટલોક ફેરફાર થવાથી **હિંદુ-ધર્મ** થયો છે. આર્ય લોકો મંદિરોમાં મૂર્તિપૂજા કરતા નહોતા. તેમજ તેમનામાં જુદી જુદી જ્ઞાતિઓ પણ નહોતી.

હિંદુઓના મુખ્ય બે ધર્મ છે: (૧) **શૈવ** અને (૨) **વૈષ્ણવ**. જેઓ શિવની પૂજા કરે છે. તે **શૈવ** કહેવાય છે અને જેઓ વિષ્ણુને ઈશ્વરના અવતાર માને છે તે **વૈષ્ણવ** કહેવાય છે. **વેદ** હિંદુઓનું ધર્મ પુસ્તક છે.

**જૈન**—જે હિંદુઓ **જિનને** માને છે તે **જૈન** કહેવાય છે. તેઓ મહાવીરસ્વામીને તીર્થંકર તરીકે માને છે. તેઓમાં અહિંસા અને વૈરાગ્ય વિશેષ હોય છે. તેમના બે પંથ છે. દિગંબર અને શ્વેતાંબર. શ્વેતાંબરી પારસનાથ વગેરે તીર્થંકરની મૂર્તિને આંગી ચડાવે છે, એટલે લુગડાં તથા ઘરેણાં ઘાલે છે. દિગંબરી એવું કંઈ કરતા નથી.

**ઈસ્લામ**:—આ ધર્મ માનનારા એકજ પરમેશ્વરને માને છે. વળી તેઓ પેગંબર તરીકે હજરત **મહંમદને** માને છે. તેમનામાં મૂર્તિપૂજા નથી. સિંધમાં મુખ્ય વસ્તી તેમની છે. હિંદ બહારના જે મુસલમાનોએ અહીં રાજ્ય સ્થાપ્યું તેઓ અહીંઆં રહી ગયા, તેમજ જે હિંદુઓ મુસલમાન થયા તેમના વંશજ હાલના મુસલમાન છે. **કુરાન** એ તેમના ધર્મનું પવિત્ર પુસ્તક છે.

**જરથોસ્તી**:—તેઓ તેમના પેગંબર જરથોસ્તના ઉપદેશને માને છે; તેથી તેઓ જરથોસ્તી કહેવાય છે. તેમના ધર્મનું પુસ્તક **અવસ્તા** છે. તેઓ અગ્નિની પૂજા કરે છે.

**ખ્રિસ્તી**:—દરીઆ મારફતે જે યુરોપીઅન પ્રજા હિંદમાં આવી તેમનો આ ધર્મ છે. તેઓ પ્રભુ ઈસુખ્રિસ્તને માને છે, તેથી તેઓ **ખ્રિસ્તી** કહેવાય છે. યુરોપીઅન લોકોના ઉપદેશથી આપણા દેશના કેટલાક લોકોએ તેમનો ધર્મ સ્વીકાર્યો છે. તેમનું પવિત્ર પુસ્તક **બાઈબલ** છે.

**ભાષાઃ-ગુજરાતી**—ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છમાં ગુજરાતી ભાષા બોલાય છે. રજપુતાનામાંથી આવી ગુર્જર લોકોએ ગુજરાત જીત્યું તેમના નામ ઉપરથી આ ભાષા ગુજરાતી કહેવાય છે. કચ્છી ભાષામાં કેટલાક શબ્દો આપણી ભાષાના છે. કચ્છી ભાષા કચ્છના કિનારે વધારે બોલાય છે, પણ લખવાની લિપિ તો ગુજરાતી છે. ગુજરાતી ભાષા બોલનારાની સંખ્યા વસ્તીના ૨૮ ટકા જેટલી છે.

**મરાઠી**:—આ ભાષા થાણા અને મહારાષ્ટ્રમાં બોલાય છે. મરાઠી ભાષા બોલનારાની સંખ્યા ૩૮ ટકા છે.

**સિંધી**:—ઉત્તર સિંધમાં સિંધી ભાષા બોલાય છે. સિંધમાં ફક્ત થોડા લોકો મારવાડી, બલુચી કે ગુજરાતી બોલે છે. સિંધી ભાષા બોલનારની સંખ્યા ૧૦ ટકા છે.

**કાનડી**:—દક્ષિણ વિભાગના કેટલાક ભાગમાં કાનડી ભાષા બોલાય છે અને કેટલાકમાં મરાઠી બોલાય છે. દરીઆ કિનારે મરાઠી બોલાય છે. કાનડી બોલનારની સંખ્યા ૧૧ ટકા છે.

ઉર્દુ એ મુસલમાનોની સામાન્ય ભાષા છે, પણ ઘણા મુસલમાનો ગુજરાતમાં ગુજરાતી અને મહારાષ્ટ્રમાં મરાઠી બોલે છે.



## પાઠ ૧૭ મો

### રાજ્યવહીવટ.

ગામડામાં તલાટી મહેસુલ ઉઘરાવે છે અને મુખી ગામની દેખરેખ રાખે છે. ઘણાં ગામ મળીને તાલુકો થાય છે. તાલુકામાં જે મુખ્ય અમલદાર હોય છે, તેને મામલતદાર કહે છે. જો તાલુકો નાનો હોય એટલે મહાલ હોય, તો તેના અમલદારને મહાલકારી કહે છે. તે તાલુકાનું મહેસુલ એકઠું કરે છે, તથા ગુનાનો ઇન્સાફ આપે છે. ઘણા તાલુકા મળી જિલ્લો થાય છે અને જિલ્લાનો ઉપરી અમલદાર કલેકટર કહેવાય છે. તે મહેસુલી કામ કરે છે, એટલુંજ નહિ પણ તે ફોજદારી કેટલાક ગુનાનો ઇન્સાફ કરે છે; તેથી તે માજીસ્ટ્રેટ પણ કહેવાય છે. તે આખા જિલ્લાની સુલેહ શાંતિની સંભાળ રાખે છે. જ્યારે ઘણા જિલ્લા મળે છે, ત્યારે તે **વિભાગ** કહેવાય છે. આપણો ગુજરાત પ્રાંત ઉત્તર વિભાગમાં ગણાય છે. તેના ઉપરી અમલદારને **કમિશ્નર** કહે છે. ચોરી, લૂટ વગેરે ગુના અટકાવી પ્રજાના જાન માલનું રક્ષણ કરવા માટે પોલિસ-ખાતું છે. તેમજ તે ગુનાનો ઇન્સાફ પણ કરે છે. પૈસાની લેણદેણના દાવા ચુકવવાનું કામ ન્યાયખાતું કરે છે. એવીજ રીતે આબ-કારી, જંગલ, કેળવણી, જનસુખાકારી ખાતાં હોય છે. તેનો વહીવટ જુદા જુદા અમલદારો કરે છે. તે બધા ગવર્નરના તાબામાં હોય છે. મુંબઈ ઇલાકાના ચાર વિભાગ છેઃ ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ, દક્ષિણ વિભાગ અને સિંધ વિભાગ. આ ચાર વિભાગનો ખાલસા મુલક તથા કચ્છ, કાઠિઆવાડ તથા વડોદરા વગેરે દેશી રાજ્યો (⅓ ભાગ) સહિત મુંબઈ ઇલાકો થાય છે. આપણા ઇલાકાના ઉપરી અમલદારને **ગવર્નર** કહે છે. તેમની નીમણુક નામદાર શહેનશાહ પાંચ વર્ષ માટે કરે છે. તેમનો પગાર રૂપીઆ ૧૦,૦૦૦ છે.

**કારોબારી સભા:**—ગવર્નરને રાજ્ય વહીવટમાં મદદ કરવા માટે બે સભા છે (૧) **કારોબારી,** (૨) **ધારાસભા.** આ બંને સભાનો પ્રમુખ ગવર્નર સાહેબ છે. કારોબારી સભામાં ચાર સભ્યો છે. તેમાં બે હિંદી અને બે યુરોપીઅન હોય છે. તેમને મદદ કરવાને ત્રણ દેશી પ્રધાનો હોય છે. આવી રીતે કારોબારી રાજ્યવહીવટ સાત સભ્યોની મદદથી ગવર્નર કરે છે. પ્રધાનો ધારાસભામાં ચુંટાએલા સભ્યોમાંથી નીમવામાં આવે છે. લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી, ખેતીવાડી, કેળવણી, ઔદ્યોગિક, વૈદક, જાહેર બાંધકામ, આબકારી, આરોગ્ય અને જંગલખાતું–આ ખાતાં પ્રધાનોને સોંપવામાં આવે છે. પ્રધાનોનો પગાર ધારાસભા મંજુર કરે છે અને તે વરસે ૬૪,૦૦૦ રૂપીઅનો છે.

**ધારાસભા:**—તેમાં ૧૧૧ સભ્યો હોય છે. તેમાંના ૭૦ લોકોએ ચુંટેલા હોય છે અને બાકીના ૩૦ સરકારે નીમેલા હોય છે. સરકારના નીમેલામાંથી વધારેમાં વધારે ૨૦ ટકા સરકારી અમલદારો હોય છે. કોઈ પણ કાયદો ધારાસભાની મંજુરી વગર પસાર થતો નથી. આવી રીતે સભાની મદદથી ગવર્નર કાયદા કાનુન ઘડી રાજ્યકારભાર ચલાવે છે.

પૈસાની તકરારના દાવા મુનસફ ચુકવે છે. તેના ઉપરી અમલદાર ડિસ્ટ્રીકટ જજ કહેવાય છે. બધા જિલ્લાની ન્યાયખાતાની ઉપરી કોર્ટને હાઈકોર્ટ કહે છે. આખા ઇલાકાની તકરારનો ચુકાદો ત્યાં અપાય છે. તે ગવર્નરના તાબામાં નથી પણ સ્વતંત્ર છે.

લોકો પોતે રાજકારભાર કરી શકે તેને માટે મોટા ગામમાં મ્યુનિસિપાલિટિ હોય છે. દીવાબત્તી, સુખાકારી તથા કેળવણી વગેરે કામો ગામડામાં લોકલબોર્ડ કરે છે.

એડન, પીરમ અને સોકોટ્રા આપણા ઇલાકાના તાબે છે. આ પ્રમાણે આપણા ઇલાકાનું રાજ્યતંત્ર ચાલે છે.

---

# સિંધ.

---

મુંબઈ ઇલાકાના ચાર કુદરતી વિભાગમાંનો એક સિંધ પ્રાંત છે. તે છેક ઉત્તરે વાયવ્ય ખુણામાં આવેલો છે. જમીનની ફળદ્રુપતા, હવાપાણી, વસ્તી, રીતરિવાજ, ધર્મ વગેરેમાં તે ગુજરાતથી તેમજ બીજા પ્રાંતોથી બહુજ જુદો જણાઈ આવે છે; પણ રાજ્યવહીવટ માટે તેને મુંબઈ ઇલાકામાં ગણવામાં આવે છે. તેના મધ્ય ભાગમાં થઈ મોટી સિંધુ નદી વહે છે. તે ઉપરથી આ પ્રાંતનું નામ **સિંધ** પડયું છે. સિંધુ ઉપરથી હિંદુ અને તેથી આપણો દેશ **હિંદુસ્તાન** કહેવાય છે.

**સીમાઃ**—તેની ઉત્તરે બલુચિસ્તાન, પંજાબ અને ભાવલપુરનું રાજ્ય છે. પૂર્વ બાજુએ જેસલમેર અને જોધપુરનાં રાજ્યો છે. દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર છે. પશ્ચિમે બલુચિસ્તાનનો મુલક છે. તેનો વિસ્તાર આપણા ઉત્તર વિભાગથી સાડા ત્રણ ગણો છે. તેના ત્રણ વિભાગ પડે છે. (૧) નૈઋત્યમાં આવેલો ડુંગરાળ કોહિસ્તાન–ટેકરાવાળો પ્રદેશ, (૨) મધ્યનો કાંપનો પ્રદેશ જેમાં થઈ સિંધુ વહે છે તે (૩) અગ્નિખુણામાં આવેલું થરનું રણ.

**પર્વતોઃ**—તેની પશ્ચિમે ફક્ત **કિરથાર**નો પર્વત આવેલો છે. તેને લીધે બલુચિસ્તાન સિંધથી જુદો પડે છે. તે ૭,૦૦૦ ફુટ ઉંચો છે. તેના ઉપરના ભાગને **હાલા** કહે છે. સિંધનો બધો પ્રદેશ સપાટ છે, પણ કરાંચી જિલ્લાની પશ્ચિમે આવેલો કોહિસ્તાનનો મુલક ડુંગરાળ અને ઉજાજડ છે.

**નદીઃ**—સિંધુ ઘણી ઉપયોગી નદી છે. તેની કુલ લંબાઈ ૧,૮૦૦ માઇલ છે, પણ તેનો ૬૦૦ માઈલ જેટલો ભાગ સિંધમાં થઈ વહે છે. સિંધુમાં ભારે રેલ આવે છે. તેને લીધે ત્યાં વરસાદની તાણ છે તોપણ ખેતી થાય છે. સિંધુમાંથી ઘણી નહેરો ખોદી કાઢી પાક

ઉપજાવવામાં આવે છે. જ્યારે સિંધુમાં રેલ આવે ત્યારેજ નહેરનું પાણી ઉપયોગમાં આવતું, પણ આખું વરસ તે કામમાં આવી શકતું નહિ; તેથી ત્યાં પાકી નહેરો બાંધવાની યોજના કરી છે. આવી એક જબરજસ્ત યોજના સક્કર આગળ ખડકવાળા ભાગમાં થોડાં વર્ષથી ૧૯ કરોડ રૂપીઆ ખરચી કરી છે. તેને **સક્કર** કે **લૉઈડ બારેજ** કહે છે. સક્કરથી થોડે દૂર સિંધુમાં એક મોટો પુસ્તો બાંધી ત્યાં પાણી ભરી રાખવાથી નહેરો વાટે ઘણે ઠેકાણે પાણી આવી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે. તેને લીધે સિંધના વેરાન પ્રદેશનો ઘણો ભાગ ફળદ્રુપ થઈ જશે. સિંધુ સિવાય **હુબ** નદીમાં બારે માસ પાણી રહે છે. તે કિરથાર પર્વતમાંથી નીકળે છે. અને તેનો ડાબો કિનારો સિંધમાં છે. સિંધમાં મોટામાં મોટું **મંચર** સરોવર છે.

**જમીનઃ**—ઉત્તરનો શિકારપુર અને લારખાનાનો ભાગ ઘણો રસાળ પ્રદેશ છે. તેની પૂર્વ બાજુમાં થરનું રણ છે. તેમાં કોઈ કોઈ વખતેં કંઈક લિલોતરી જોવામાં આવે છે. સિંધુની આસપાસનો બંને બાજુનો બારેક માઈલનો ભાગ બહુજ ફળદ્રુપ છે.

**હવાઃ**—સિંધમાં હિંદની કોઈ પણ જગા કરતાં ઉનાળામાં ઘણોજ તાપ પડે છે, તેમજ વરસાદની તાણને લીધે તેની હવા ઘણી સુકી છે. ઉનાળામાં સરેરાશ ગરમી ૯૫° અને શિઆળામાં ૬૦° હોય છે, પણ કેટલીક વખત ગરમી ૧૧૪°–૧૨૦° સુધી પણ પડે છે. શિઆળામાં ઠારબિંદુ સુધી પણ પારો આવે છે. કિનારાની હવા માફકસર છે. ઉત્તરમાં ટાઢ અને તાપ વિશેષ લાગે છે. જેકોબાબાદમાં ૧૨૬° જેટલો તાપ પડે છે. ત્યાં ઘણો ઓછો વરસાદ પડે છે, અને તે નિયમિત નથી; કારણકે જે મોસમી પવનને લીધે ઇલાકાના બીજા ભાગમાં વરસાદ ખેંચાઈને આવે છે, તે સિંધ તરફ વાતા નથી. સિંધમાં સરેરાશ ૫૬ ઈંચ વરસાદ પડે છે.

આખા પ્રાંતમાં ઘણી નાની મોટી નહેરો હોવાથી ખેતીને માટે દરેક ઠેકાણે પાણી મળે છે. **લૉઈડ બારેજ** (પુસ્તો) બાંધી તેમાંથી

નહેરો કાઢવાની યોજના કરી છે, તેને લીધે વેરાન પ્રદેશનો મોટો ભાગ પણ ફળદ્રુપ થઈ જશે.

**પાક:**—સિંધુના મુખ આગળના ભાગમાં તેમજ લારખાના જિલ્લામાં સિંધુના પૂરનો લાભ લઈ ઘણી ડાંગર પકવવામાં આવે છે. હૈદરાબાદ તથા કરાંચીમાં પણ ઘણી ડાંગર થાય છે. ડાંગરથી બીજે નંબરે બાજરી થાય છે. મજુર લોકો બાજરી અને જુવાર ખાઈ પોતાનો નિર્વાહ કરે છે. બાજરી હૈદરાબાદ અને થરપારકર જિલ્લામાં વધારે થાય છે. લારખાના અને સક્કરમાં જુવાર વધારે થાય છે. બાજરી પછી ઘઉં સારા થાય છે. તે ઉપલા સરહદના મુલકમાં, લારખાનામાં અને સક્કર જિલ્લામાં વિશેષ થાય છે. જવ, મકાઈ અને બીજાં અનાજ થોડા પ્રમાણમાં થાય છે. કઠોળ પણ બહુ થાય છે. તે ઉપરાંત તેલીબીઆં અને કપાસ થાય છે. ઇજિપ્શીઅન ઉંચી જાતનું રૂ ત્યાં ઊગે છે. તેનું વાવેતર વધતું જાય છે.

**વનસ્પતિ:**—સિંધનો મોટો ભાગ ખેતી કરતાં ઢોર ચરાવવાને વધારે અનુકૂળ છે; કારણ કે ત્યાં ઊંટ અને બકરાંને માફક આવે એવાં ઘણાં ઝાડ થાય છે. ખાસ કરીને બાવળ. તેનાં પાંદડાં તથા પરડા ઊંટ અને બકરાં ખાય છે અને છાલ ચામડું કમાવવાના કામમાં આવે છે.

**પ્રાણી:**—ત્યાંની દુધાળુ ગાય વખણાય છે, અને તે પરદેશ મોકલવામાં આવે છે. બળદ વડે રેંટ ખેંચાવી ખેતી કરવામાં આવે છે. ભેંસ પણ ઘણી જોવામાં આવે છે. ઘેટાંબકરાં ઉપલા સિંધમાં, સક્કર, થરપારકર તથા કોહિસ્તાનમાં જોવામાં આવે છે. ત્યાંના ઘોડા ચપળ અને ખરવણ હોય છે. ઊંટ ઘણાંજ ઉછેરવામાં આવે છે. તેને ગાડીએ પણ જોડે છે. ત્યાંનાં ખચ્ચર બહુ મજબુત હોય છે.

**ખનીજ:**—ફટકડી, તાંબું સીસું, અને ગંધક એ મુખ્ય ખનીજ છે.

**ઉદ્યોગધંધા:**—ત્યાં માટીનાં વાસણ, ચામડાંની જુદી જુદી ચીજો તથા શેત્રંજીઓ થાય છે. ઝુલાં કીટ, સુતરાઉ જાડું કાપડ, ઊંટનો સરસામાન, લાખની વસ્તુઓ, સોના તથા ચાંદીનું નકશીકામ હૈદરા-

બાદમાં થાય છે. હાલા ભાગમાં માટીનાં વાસણ અને નળીઆં થાય છે. હૈદરાબાદમાં કપાસ લોઢવાનાં જીન છે અને ચોખા ખાંડવાના સંચા પણ છે. કરાંચી જિલ્લામાં ઘણા લોકો કારખાનામાં કામ કરે છે.

**વહેવારના માર્ગ:**—સિંધમાં કેટલાક સારા રસ્તા છે. તેમજ રેલવે પણ અવરજવરનું સારૂં સાધન છે. રણના ભાગમાં ઊંટથી અવરજવર થાય છે. નદીના કિનારે કિનારે વાયવ્ય રેલ્વે આખા દેશમાં ઉત્તરથી દક્ષિણ તરફ જાય છે. કરાંચી તેનું છેલ્લું સ્ટેશન છે. તે રેલવેનો એક ફાંટો કોટ્રી જંકશનથી સિંધના પશ્ચિમ કિનારે સક્કર આગળ થઈ પંજાબમાં જાય છે. સક્કર અને રોહરી વચ્ચે લેન્સડાઉન નામનો પૂલ છે. બીજો ફાંટો સિંધુનો પૂલ ઓળંગી હૈદરાબાદ થઈ પૂર્વ કિનારે રોહરી સુધી જાય છે. આવી રીતે રૂક આગળથી એક ફાંટો સક્કર તરફ જાય છે, અને બીજો શિકારપુર અને જેકબાબાદ થઈ કવેટા હૈદરાબાદ—જોધપુર રેલ્વે, જોધપુર—વિકાનેર રેલ્વે સાથે જોડાઈ વાયવ્ય સરહદ તરફ જાય છે. મીરપુરખાસ—જુદ્દા રેલ્વે થવાથી તે રણના વેપારને બહુ ઉપયોગી થઈ પડી છે. ઉમરકોટને બદલે હવે મીરપુરખાસ રણમાંના વેપારનું મુખ્ય મથક થઈ પડયું છે.

**લોકો: ધર્મ અને ભાષા:**—સિંધી, મુસલમાન લોકો કદાવર અને મજબુત હોય છે. તેમનામાં ટાઢ અને તડકો સહન કરવાની શક્તિ વધારે છે. ત્યાંના હિંદુઓમાં જે આમીલ વર્ગ છે તે કેળવણીમાં વધેલો છે. તે મુસદ્દીવર્ગ હોવાથી સરકારી નોકરીમાં વિશેષ માલમ પડે છે. હિંદુઓનો પોષાક અને રહેણીકહેણી તથા ખાનપાન પણ મુસલમાનો જેવાં છે. સિંધુના બંને કિનારા ઉપરના થોડાક ભાગની જમીન ફળદ્રુપ છે, અને નહેરોનું પાણી મળવાથી ત્યાં ખેતી સારી થાય છે; તેથી તે ભાગમાં વસ્તી વધારે છે. મોટાં શહેર પણ તેજ ભાગમાં છે. કોહિસ્તાનનો ભાગ ડુંગરાળ હોવાથી ત્યાં થોડી ખેતી થાય છે, અને તેને લીધે ત્યાં વસ્તી ઓછી છે. થરપારકરનો ભાગ રણનો છે, તથા લારખાનાની હવા રોગિષ્ઠ છે. તેથી તે ભાગોની વસ્તી પણ ઓછી છે.

આવી રીતે સિંધની વસ્તી ઘણી ઓછી છે. તે લગભગ ૩૩ લાખની છે; એટલે જ્યારે ઉત્તરવિભાગની દર ચો. માઈલે ૨૭૪ છે. ત્યારે સિંધની ફક્ત ૭૧ છે. તેમાંના ¾ મુસલમાનો છે, અને બાકીના ¼ હિંદુ છે. સિંધના ¾ ભાગના લોકો સિંધી ભાષા બોલે છે. રાજસ્થાની, બલુચી, પંજાબી ભાષા રજપુતાના, બલુચિસ્તાન અને પંજાબના લોકો બોલે છે. કરાંચી અને થર પારકરમાં ગુજરાતી ભાષા બોલાય છે.

**રાજ્ય વહીવટઃ**—મુસલમાનોએ ઇ. સ. ૭૧૨માં સિંધના દાહીર રજપુત રાજાને હરાવી મુસલમાની રાજ્ય સ્થાપ્યું હતું. અંગ્રેજ સેનાપતિ ચાર્લ્સ નેપિઅરે ઇ. સ. ૧૮૪૩માં સિંધના અમીરોને હરાવી તે અંગ્રેજ સરકાની સત્તા નીચે આણ્યો. સિંધના વડા અધિકારી કમિશ્નર છે અને તેની સત્તા ઈલાકાના બીજા વિભાગ કરતાં વધારે છે. તેના હાથ નીચે કલેકટરો અને ડેપ્યુટિ કમિશ્નરો છે. થરપારકર અને સિંધનો ઉપલી સરહદનો મુલક ડેપ્યુટિ કમિશ્નરની સત્તા નીચે છે. તેમાં ખૈરપુરનું દેશીરાજ્ય આવેલું છે, અને તેનો પોલિટીકલ એજન્ટ સક્કરનો કલેકટર છે. સદર અદાલતનો વડો જ્યુડિશીઅલ કમિશ્નર છે. તેના હાથ નીચે બે વધારાના જ્યુડિશીઅલ કમિશ્નર છે. તે ડિસ્ટ્રીકટ અને સેશન્સ કોર્ટનું કામ કરે છે.

**કરાંચી જિલ્લોઃ**—ઉત્તરે લારખાના, પૂર્વમાં સિંધુ નદી અને હૈદરાબાદ જિલ્લો અને દક્ષિણે તથા પશ્ચિમે અરબી સમુદ્ર અને બલુચિસ્તાન છે. હબ નદી સિંધ અને બલુચિસ્તાન વચ્ચે આવેલી છે. આ જિલ્લાનો પશ્ચિમભાગ બહુ ટેકરાવાળો છે. તેમાં કિરથાર પર્વતમાંથી નીકળતા ડુંગરો આવેલા છે. સિંધુના મુખનો ભાગ કાંપનો મોટો સપાટ પ્રદેશ છે. કરાંચી શહેરની હવા સિંધના બીજા ભાગ કરતાં દરીઆની લહેરોને લીધે ઘણી સારી છે, પણ જિલ્લાના ઉત્તર ભાગમાં તાપ ઘણો પડે છે. વરસાદ લગભગ ૭ ઈંચ પડે છે. આ જિલ્લામાં ખેતી મુખ્યત્વે નહેરના પાણી વડે થાય છે. પાકનો મોટો ભાગ ડાંગરનો છે. તેલીબીઆં, જુવાર, ઘઉં, બાજરી, અને જવ પણ થાય છે.




**કરાંચી:**—એ સિંધની રાજધાની છે. ત્યાં કમિશ્નર રહે છે. પહેલાં તે એક ગામડું હતું. હાલમાં કરાંચી બંદર ઘણું ઉપયોગી થયું છે. તે ઇલાકામાં બીજા નંબરનું અને હિંદનું ત્રીજા નંબરનું બંદર છે.

કુદરતી રીતે ત્યાં બંદરની સગવડ સારી છે. મોટી આગબોટો આવે તે માટે તેને સુધારવામાં આવ્યું છે. દરીઆનાં મોજાંને ખાળવાને ત્યાં એક પુસ્તો બાંધ્યો છે. બારાને સુધારવામાં આવ્યું છે, તેથી કરાંચી એ આખા સિંધ તેમજ પંજાબના વેપારનું મુખ્ય મથક થયું છે. સિંધુની ખીણ તેમજ વાયવ્ય ભાગના વેપારનું તે એક બંદર છે. યુરોપથી આવતાં તે પાસેમાં પાસે છે. કરાંચી મારફત વિલાયતથી લશ્કર જલદીથી સરહદ ઉપર મોકલી શકાય છે, તેમજ હાલમાં તે હવાઈ વિમાનનું મથક બન્યું છે. પંજાબના ઘઉં અને તેલીબીઆં ત્યાંથી યુરોપ મોકલવામાં આવે છે. કરાંચીથી ઘઉંથી બીજે નંબરે કપાસ મોકલવામાં આવે છે, પણ હવા સુકી હોવાથી ત્યાં સુતરની મિલો નથી.

**ઠઠ્ઠાઃ**—તે ઉંચી જગા ઉપર આવેલું શહેર છે. પહેલાના વખતમાં તે રાજધાનીનું શહેર હતું. ત્યાં કેટલાક મકાનોના હાલમાં ખંડિએર જોવામાં આવે છે. ત્યાં સુસી લુંગી અને ચોરસા સારા વણવામાં આવે છે.

**હૈદરાબાદ જિલ્લોઃ**—તે સિંધુના કિનારા પર છે. ઉત્તરે નવાબશાહ જિલ્લો, પૂર્વમાં થર અને પારકર જિલ્લો, દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે સિંધુ નદી અને કરાંચી જિલ્લો છે. કેટલીક ટેકરીઓ સિવાય ત્યાંની જમીન સપાટ છે. પશ્ચિમે જમીન રસાળ છે. પૂર્વમાં રણ છે, પણ નહેરો ઘણી હોવાથી ત્યાં સારી ખેતી થાય છે. ત્યાંની હવા ગરમ છે. વર્ષાઋતુમાં મોસમી પવનની લહેરોને લીધે ગરમી થોડી લાગે છે; પણ ઉનાળામાં વરસાદ પહેલાં ત્યાં બહુ તાપ લાગે છે. ત્યાં શિઆળામાં ઘણી ઠંડી લાગે છે. જમીન કાંપની બનેલી હોવાથી રસાળ છે. ચોખા, બાજરી, કપાસ, તેલીબીઆં ઘઉં અને જુવાર ત્યાંનો મુખ્ય પાક છે. કારીગરીને માટે આખા સિંધમાં **હૈદરાબાદ** વખણાય છે. એની શેત્રંજીઓ, રેશમી, અને સુતરાઉ કાપડ, મીનાકારીનાં વાસણ, તથા સંઘાડે ઉતારેલું લાકડાનું કામ જાણીતું છે. વળી ત્યાં ભરત કસબનું કામ સારૂં થાય છે.

**હૈદરાબાદઃ**—સિંધની જુની રાજધાની સિંધુને પૂર્વ કિનારે

ત્રણ માઇલ દૂર આવેલું છે. એ જંકશન છે. અહીંથી એક ફાંટો ઉત્તર તરફ રોહરી તરફ જાય છે અને બીજો થર પારકર તરફ જાય છે. ત્રીજો દક્ષિણમાં બાદીન તરફ જાય છે, જોધપુર બિકાનેર રેલવેનું તે છેલ્લું સ્ટેશન છે. ત્યાં જુનો કિલ્લો છે. હૈદરાબાદથી ૬ માઇલ ઉત્તરે **મિયાણી** અને **દબાના** ગામ આગળ મીરો અને અંગ્રેજો વચ્ચે ભારે યુદ્ધ હતું. તેમાં મીરો હારવાથી ઇ. સ. ૧૮૪૩ માં સિંધ અંગ્રેજોના તાબામાં આવ્યું. ત્યાં હાલ લશ્કરી છાવણી છે.

**લારખાના જિલ્લો**:—ઉત્તરે સિંધની ઉપરનો સરહદનો મુલક, સક્કર જિલ્લો, પૂર્વમાં સિંધુ નદી, પશ્ચિમમાં ખિલાતના ખાનનો દેશ અને દક્ષિણે કરાંચી જિલ્લો આવેલો છે. તેની પશ્ચિમે ઉત્તરથી દક્ષિણ કિરથાર પર્વત આવેલો હોવાથી તે ડુંગરાળ છે. ઢોરોને ચરવા માટે ત્યાં ઘાસ ઠીક થાય છે. સિંધુ નદી આ જિલ્લાની પૂર્વે ૧૫૦ માઇલ સુધી વહે છે. તેમાં સિંધુના ફાંટા તથા નહેરો ઘણી છે, તેથી કેટલાક ભાગમાં ખેતી સારી થાય છે. ત્યાં ઘણોજ તાપ લાગે છે અને ટાઢ પણ વિશેષ પડે છે. ત્યાં ઉનાળામાં ઉની રેતી સાથેનો વંટોળીઓ વાય છે અને વરસાદ લગભગ પાંચ ઇંચ પડે છે. પાકમાં ચોખા વિશેષ થાય છે. પછી ઘઉં, સરસવ, રાઈ, જુવાર, ચણા અને જવ થાય છે. ત્યાં શેત્રંજીઓ, ઘોડાનાં જીન, સાદડી, રજૈ, સુતરાઉ કાપડ, ધાતુનાં વાસણ વગેરે થાય છે.

**લારખાના**—એ જિલ્લાનું મુખ્ય શહેર છે તથા અનાજના વેપારનું ઉપયોગી મથક છે. ત્યાંના ચોખા બહુ વખણાય છે. ત્યાંથી નાના માપની લારખાના-જેકોબાબાદ રેલવે શરૂ થાય છે. આખા સિંધમાં લારખાનાની જમીન ઘણી રસાળ છે. બગીચા તથા પુષ્કળ વનસ્પતિને લીધે તેને 'સિંધનો સુંદર બગીચો' કહે છે. ગર્ભ સુતરાઉ અને જાડુ સુતરનું કાપડ, ધાતુનો વાસણ તથા ચામડાંની વસ્તુઓ ત્યાં વિશેષ બને છે. **સેવાન** જયદ્રથ રાજાની રાજધાની હતી. તે ઘણું જુનું ઐતિહાસિક શહેર છે, ત્યાંનો ઘણો જુનો કિલ્લો કે

જેનો એક બુરજ હાલ ૯૦ ફુટનો છે તે મહાન સિકંદરે બંધાવ્યો હતો એમ કહેવાય છે.

**સક્કર જિલ્લો:**—ઉત્તરે ઉપલો સરહદનો મુલક અને ભાવલપુરનું રાજ્ય, પૂર્વમાં ભાવલપુર અને જેસલમેરનાં રાજ્યો, દક્ષિણે ખૈરપુરનું રાજ્ય અને લારખાના જિલ્લો અને પશ્ચિમે લારખાના અને ઉપલો સરહદનો મુલક છે. તેની પૂર્વનો ભાગ રણનો છે. ત્યાં પાણીની ઘણી તાણ પડે છે. બાકીનો ભાગ ફળદ્રુપ છે. ત્યાં નહેરો વડે ખેતી થાય છે. સક્કર અને રોહરી ટેકરી ઉપર આવેલાં શહેર છે. આ આખા જિલ્લામાં થઈને સિંધુ વહે છે. સક્કર આગળના ઉંડા કોતરમાંથી તે વહે છે અને તેમાં વચમાં બક્કરનો ટાપુ આવેલો છે. વરસાદ ૩½" પડે છે, ત્યાં જુવાર બહુ થાય છે. ઘઉં, ચોખા, ચણા અને બાજરી, સરસવ અને રાઈ એ મુખ્ય પાક છે.

**સક્કર:**—વેપારનું મથક છે. તે સિંધુના જમણા કિનારા પર છે તેની સામે કિનારે રોહરી સ્ટેશન છે સક્કર અને રોહરી વચ્ચેના બક્કરના બેટ ઉપર જવાને ઝૂલતો પૂલ બાંધેલો છે. ઘઉં, ઈમારતી લાકડું, સુતરાઉ કાપડ તથા લોઢાના સામાનનો મોટો વેપાર અહીંઆ ચાલે છે. ત્યાંનો મિનારો જોવા લાયક છે.

**શિકારપુર:**—એટલે શિકાર કરવાની જગા. પહેલાં તેને ખોરીસાનની ભાગોળ કહેતા હતા, કારણ કે બલુચિસ્તાન અફઘાનિસ્તાન વગેરે દેશનો વેપાર પહેલાં આ શહેર મારફત ચાલતો હતો. હાલમાં પણ અફઘાનિસ્તાન, કચ્છ, ચીન અને જાપાન સાથે શેતરંજી, મોતી અને રેશમી કાપડનો વેપાર ચાલે છે. ત્યાંના લોકો સાહસિક છે. એ રેલવેનું સ્ટેશન છે.

**નવાબશાહ જિલ્લો:**—થરપારકરમાંથી એક તાલુકો અને હૈદરાબાદમાંથી છ તાલુકા લઈ આ જિલ્લો સને ૧૯૧૨માં બનાવવામાં આવ્યો. તેની ઉત્તરે ખૈરપુર રાજ્ય, પૂર્વે થરપારકર, દક્ષિણે હૈદરાબાદ જિલ્લો અને પશ્ચિમે સિંધુ નદી છે. થરના રણમાંનો તેના

થોડા ભાગ સિવાય બાકીનો ભાગ નદીના કાંપનો બનેલો છે. ત્યાંની ઉત્તરની હવા ઘણી ગરમ છે, પણ દક્ષિણે દરીઆની લહેરો આવવાથી ગરમી ઓછી લાગે છે. વરસાદ ૫ફૃ ઇંચ પડે છે. આ જિલ્લો ખાસ ખેતીનો જિલ્લો છે. બાજરી, જુવાર, કપાસ, ઘઉં, ચોખા અને ચણા એ મુખ્ય પાક છે. જિલ્લાની મધ્યમાં થઈ રેલ્વે જાય છે.

**નવાબશાહ**:—એ જિલ્લાનું મુખ્ય શહેર તથા રેલવે સ્ટેશન છે.

**નૌશહેરો**:—એ રેલવે સ્ટેશન છે. તે જુના વખતમાં વેપારનું મથક હતું. તેના જુદા જુદા નવ ભાગ ઉપરથી તેનું તે નામ પડ્યું છે.

**શાહદાદપુરા**:—તે હિંદુરાજાઓના વખતમાં આબાદ શહેર હતું. આઠમા સૈકામાં તેનો નાશ થયો હતો. તેની પાસે જુની હિંદુરાજ્યની રાજધાની બ્રહ્મનાબાદનાં ખંડેરો છે.

**ઉપલી સરહદનો મુલક**:—તે પ્રાંતની છેક ઉત્તરે હોવાથી તેનું એ નામ આપ્યું છે. તે હિંદુસ્તાનનું નાકું હોવાથી જરા જોખમવાળો જિલ્લો છે. ઉત્તરે ખિલાતના ખાનનો મુલક, બ્રિટિશ બલુચિસ્તાન તથા પંજાબ છે. પુર્વમાં સિંધુ નદી, દક્ષિણે સક્કર અને લારખાના જિલ્લાઓ, પશ્ચિમે કિરથાર પર્વત છે. તેની લંબાઈ પૂર્વથી પશ્ચિમ ૧૨૦ માઇલ અને ઉત્તરથી દક્ષિણ ૨૦ માઈલ છે. તેની પશ્ચિમે હાલા પર્વત છે. તે સિવાય તેની જમીન સપાટ પ્રદેશ છે. ત્યાં તાપ અને ટાઢ પુષ્કળ પડે છે. વરસાદ ઘણો થોડો પડે છે. જમીન કાંપની હોવાથી ફળદ્રુપ છે. તેમાં સાધારણ રીતે ક્ષાર હોય છે. ચણા, ચોખા અને ઘઉં ઘણા થાય છે. ત્યાંનું સંઘાડા ઉપરનું લાકડાનું કામ તથા ભરેલા જોડા ઘણા સારા થાય છે. શેતરંજી, સાદડી, જીન વગેરે ચીજો પણ થાય છે.

**જેકોબાબાદ**:—એ તેનું મુખ્ય શહેર છે. ખાનઘર નામાના જુના ગામને ઠેકાણે જેકબ સાહેબે ૧૮૪૭માં વસાવ્યું, તેથી તે **જેકોબાબાદ** કહેવાય છે. અહીંઆં રેલને લીધે નુકસાન થતું હતું; પણ કશમોર આગળ બંધ બાંધવાથી તેનો બચાવ થયો છે. તે લશ્કરી

છાવણીનું મથક છે. ત્યાં થઈ કવેટાની રેલવે જાય છે. એ ઘી, ચામડાં, અને અનાજના વેપારનું મથક છે.

**થરપારકર જિલ્લોઃ**—ઉત્તરે ખૈરપુરનું રાજ્ય, પૂર્વમાં જેસલમેર અને ભાવલપુરનાં રાજ્યો, દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે નવાબશાહ અને હૈદરાબાદ જિલ્લાઓ છે. આ જિલ્લાના મોટા ભાગમાં રણ છે. તેમાં રેતીના ટેકરા છે, ત્યાં મુસાફરી ઉંટ ઉપરજ થઈ શકે છે. પશ્ચિમનો ભાગ નહેર વડે ફળદ્રુપ બન્યો છે. પૂર્વનો રણનો ભાગ છે. બધી જમીન સપાટ છે. ફક્ત થરપારકર આગળ એક ટેકરી છે. પશ્ચિમની હવા સમાધાત છે. પૂર્વમાં રણને લીધે શિઆળામાં ઘણી ઠંડી અને ઉનાળામાં ઘણી ગરમ પડે છે. ઉત્તરમાં વરસાદ ૪ ઈંચ પડે છે, પણ દક્ષિણમાં નગરપારકરમાં ૧૪ ઇંચ વરસાદ પડે છે. પશ્ચિમની જમીન કાંપની છે અને તે રસાળ છે. રણની જમીન રેતાળ છે. ત્યાં પાકમાં બાજરી પુષ્કળ થાય છે. પછી, કપાસ, ચોખા, ઘઉં, જુવાર, સરસવ અને રાઈ થાય છે. ત્યાં ધાબળીઓ, કોથળા, ઊંટનો સરસામાન, જાડું સુતરાઉ કાપડ અને ઊનની રજૈ થાય છે. સુતરાઉ અને રેશમનું ભરતકામ પણ સુંદર થાય છે.

**મીરપુરખાસઃ** એ જિલ્લાનું મુખ્ય સ્થળ છે. તે અમીરોની રાજધાની હતું. તેની પાસે બૌદ્ધોના સ્તુપો છે.

**ઉમરકોટઃ**—તે રેતાળ પ્રદેશમાં આવેલું છે. એ કોટ ઉમર સુમારાએ બાંધ્યો હતો, તેથી તે **ઉમરકોટ** કહેવાય છે. ત્યાં ઇ. સ. ૧૫૪૨ માં મહાન્ અકબરનો જન્મ થયો હતો. ત્યાં નિશાની માટે તે જગા ઉપર પથરા નાખેલા છે. પહેલાં તે જિલ્લાનું મુખ્ય શહેર હતું.

**ખૈરપુરઃ**—એ સિંધમાં એકજ દેશીરાજ્ય છે. હૈદરાબાદના તાલપુર વંશનો અમીર ત્યાં રાજ્ય કરે છે. તે બલુચ જાતનો મુસલમાન છે. સક્કર જિલ્લાના કલેકટર તેના પોલિટિકલ એજંટ છે. તે સપાટ પ્રદેશ છે, પણ તેનો ઘણો ભાગ ઉજ્જડ અને વેરાન છે. સિંધુના કિનારાનો ભાગ રસાળ છે. શિઆળાના ચાર માસ હવા

સારી રહે છે. પણ ઉનાળામાં અતિશય તાપ પડે છે. વરસાદ સહેજ પડે છે. રણના ભાગમાંથી બનાવેલો સાજીખાર પરદેશ ઘણો મોકલવામાં આવે છે.

મુખ્ય શહેર **ખૈરપુર** ( ૧૫,૭૦૦ ) સિંધુની પૂર્વમાં ૧૫ માઇલ દૂર રેલવે સ્ટેશન છે. ત્યાં શેત્રંજી બનાવવાનું કારખાનું છે. તેમજ જુદી જુદી જાતનાં રંગીન કપડાં, હાથીદાંતનું કામ, લાખનાં રમકડાં ચાંદીનાં વાસણ તથા તરવાર અને બીજાં હથિયાર થાય છે.

## ગુજરાત.*

આપણે ગુજરાત પ્રાંતમાં રહીએ છીએ. ગુજરાત નામ ગુર્જર લોકો પરથી પડ્યું છે.

**સીમાઃ**—ઉત્તરે કચ્છનું રણ, મારવાડ અને અરવલ્લીની હાર છે. પૂર્વમાં માળવા અને ખાનદેશ તથા દક્ષિણે અરબી સમુદ્ર અને મહારાષ્ટ્ર છે. પશ્ચિમે ખંભાતનો અખાત તથા કચ્છનું રણ છે.

**કુદરતી વિભાગઃ—**

૧ **તળ ગુજરાતઃ—**

**अ.** દક્ષિણ ગુજરાત—ભરૂચથી દમણ સુધીનો પ્રદેશ.

**ब.** મધ્ય ગુજરાત—ભરૂચ અને અમદાવાદ વચ્ચેનો પ્રદેશ.

**क.** ઉત્તર ગુજરાત—અમદાવાદથી ઉત્તરે આબુની દક્ષિણ સુધીનો પ્રદેશ.

૨ **કાઠિઆવાડઃ**—તેની ત્રણ બાજુએ દરીઓ અને એક બાજુએ જમીન આવેલી છે, તેથી તેને દ્વીપકલ્પ કહે છે.

૩ **કચ્છઃ**—આ મુલક અરબી સમુદ્રને કિનારે આવેલો છે.

* આ સંબંધી વિશેષ વર્ણન માટે જુઓ નવીન ભૂગોળ ભાગ ૧ લો.

**ભૂમિરચના:—**

ગુજરાત સપાટ પ્રદેશ છે. ઉત્તરે જમીન રેતાળ છે. કચ્છના રણ તરફનો ભાગ ખારી અને ઉજ્જડ જમીનનો છે. પૂર્વ અને




ઈશાન ભાગ ડુંગરાળ છે. કાઠિઆવાડ અને ગુજરાત વચ્ચે નળકાંઠાનો પ્રદેશ ખારવાળો અને વનસ્પતિ વગરનો છે.

કાઠિઆવાડની મધ્યમાં ગીરના ડુંગરોમાં ગાઢાં જંગલો આવેલાં

છે. ઉત્તરનો ભાગ સપાટ છે. દક્ષિણમાં ઘોઘા પાસેથી ગીરના ડુંગરો શરૂ થાય છે. પશ્ચિમમાં બરડા ડુંગરની હાર છે.

કચ્છની જમીન ખડકાળ અને વેરાન છે. પશ્ચિમમાં ત્રણ ડુંગરની હારો છે. પૂર્વમાં વાગડની ટેકરી છે. રણમાં પણ બેટ જેવા ટેકરા છે.

**પર્વતો:—**

**આબુ:**—ઉત્તરમાં આવેલો છે. તે ૫,૬૦૦ ફુટ ઉંચો અને ૧૨ માઇલ લાંબો છે. લોકો ત્યાં ઉનાળામાં હવા ખાવા જાય છે. તેના ઉપર જૈન લોકોનાં સુંદર દહેરાં છે. ઉંચામાં ઉંચું ગુરુદત્તાત્રયનું શિખર ૫,૬૫૦ ફુટ ઉંચું છે.

**આરાસુર:**—ગુજરાતની ઇશાનમાં આવેલો છે. તેમાંથી આરસપહાણ નીકળે છે. ત્યાં અંબાભવાનીનું દહેરૂં છે.

**પાવાગઢ:**—પંચમહાલ જિલ્લામાં આવેલો છે. તે ૨,૫૦૦ ફુટ ઉંચો છે. તેની તળેટીમાં ચાંપાનેર શહેર હતું, પણ હાલ નાનું ગામડું છે. તેના શિખર ઉપર કાળિકામાતાનું મંદિર છે.

**ગિરનાર**—આ પર્વત જુનાગઢ પાસે આવેલો છે. તે ૩,૫૦૦ ફુટ ઉંચો છે. ઉંચામાં ઉંચું ગોરખનાથનું શિખર છે. ગિરનાર ઉપર જૈનોનાં સુંદર દહેરાં છે. આ સિવાય રાજપીપળા, પારનેરા, ગીર, શેત્રુંજો, બરડો, ચોટીલો વગેરે પર્વતો છે.

**નદીઓ:—**

**સાબરમતી:**—(૨૦૦) અરવલ્લી ડુંગરના ઢેબર સરોવરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેને હાથમતી, ખારી, વાત્રક વગેરે નદીઓ મળે છે. તેના ઉપર **સાદરા** અને **અમદાવાદ** મુખ્ય શહેરો છે.

**મહી:**—(૩૨૦) માળવાના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના મુખ ઉપર **ખંભાત** બંદર છે.

**નર્મદા:**—(૮૦૦) અમરકંટકના ડુંગરમાંથી નીકળી ભરૂચ

આગળ ખંભાતના અખાતને મળે છે. આ નદી પવિત્ર ગણાય છે. તેના કિનારા પર **શુકલતીર્થ, ભરૂચ, ચાણોદ** અને **ભાડભુત** આવેલાં છે. તેનો **સુરપાણનો** ધોધ જોવાલાયક છે.

**તાપી:**—(૪૫૦) મધ્યપ્રાંતની ટેકરીમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેને કાંઠે **માંડવી, સુરત** અને **રાંદેર** છે.

**ભાદર:**—(૧૨૦) જસદણ પાસેના માંડવ ડુંગરમાંથી નીકળી નવીબંદર આગળ દરીઆને મળે છે. તેના ઉપર **જેતપુર, નવીબંદર, જસદણ** અને **કુતીઆણા** આવેલાં છે.

તે સિવાય સુખભાદર, શેત્રુંજી, ભોગાવો, બનાસ, સરસ્વતી, હાથમતી, કીમ, ઢાઢર વગેરે નદીઓ છે.

**આબોહવા:**—કચ્છના કિનારાના ભાગમાં હવા સમાધાત છે; બીજા ભાગમાં ઘણો તાપ લાગે છે. ત્યાં વરસાદ ઓછો પડે છે. કાઠિઆવાડની હવા એકંદર સુખકારક છે. ઉનાળામાં તાપ પડે છે; પણ કિનારા પરની હવા માફકસર છે. કિનારા પર વધારે વરસાદ પડે છે. તળ ગુજરાતમાં સમુદ્ર પાસેના ભાગમાં હવા સમધાત છે. અંદરના ભાગમાં ટાઢ અને તાપ વધારે લાગે છે. દક્ષિણમાં વધારે વરસાદ પડે છે. મધ્યમાં તેથી ઓછો અને છેક ઉત્તરે ઘણો ઓછો પડે છે.

**જમીન, ખનીજ અને વનસ્પતિ:**—કચ્છની જમીન રેતાળ ગોરાડુ અને ડુંગરાળ છે. ત્યાં ઝાડ થોડાં થાય છે. ડુંગરોમાં વિશેષ ઘાસ થાય છે. સુરોખાર, ફટકડી, પત્થર વગેરે ખનીજ છે. કાઠિઆવાડમાં કાળી અને ગોરાડુ જમીન છે. શેરડી, કેરી, પાન, ઘઉં, કપાસ ઠીક થાય છે. પત્થર, લોઢું, ગંધક જેવાં ખનીજ નીકળે છે. તળ ગુજરાતમાં કાળી અને ગોરાડુ જાતની જમીન મુખ્યત્વે છે. જમીન ફળદ્રુપ છે. સાગ સીસમ, મહુડા, વાંસ અને રાયણ વગેરે ઝાડ ઊગે છે. ખનીજમાં પત્થર, અકીક, ઉસ, લોઢું, મેંગેનીજ અને અબરખ છે.

**પાક:**—ઘઉં, જવ, જુવાર, બાજરી, કઠોળ, તલ, કપાસ, શેરડી, ડાંગર, તમાકુ, દિવેલી, અફીણ વગેરે થાય છે.

**પ્રાણીઃ**—ઊંટ, ઘોડા, ભેંસ, ગાય, બળદ, ઘેટાં, ગધેડાં, એ પશુઓ પાળવામાં આવે છે. જંગલમાં સિંહ, ચિત્તા, દીપડા, રીંછ, જરખ, ભૂંડ, વરૂ, શિઆળ, હરણ, સાબર, શાહુડી, રોઝ વગેરે પ્રાણી હોય છે.

**ધંધોરોજગારઃ**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. કોલસા અને લોઢું નહિ નીકળવાથી કારખાનાં ચાલતાં નથી. ગુજરાતમાં ૧૧૩ કાપડની મિલો છે. ગામડાંમાં હાથે કાપડ વણાય છે. રેશમી કારીગરીનું તથા કસબી કામ, કીનખાબ, સોનારૂપાનું નકશી કામ, તથા રંગાટીકામ થાય છે. કિનારા પરના લોકો વહાણવટું કરે છે. માછી લોકો માછલાં પકડી ગુજરાન કરે છે.

**આયાત નિકાસઃ**—આયાતમાં સોનું, રૂપું, કોલસા, કેરોસીન, ખાંડ, કાપડ, રંગ, કાચનો સામાન, દવા, સંચાકામ, મોટર, સાઇકલ, વગેરે છે. નિકાસમાં ધાતુનાં અને માટીનાં વાસણ, પત્થરના ઘાટ, રૂ, તેલીબીઆં, ઘી, તમાકુ, શણ, ઈમારતી લાકડું વગેરે છે.

**વહેવારનાં સાધનઃ**—રેલવે, કાચી કે પાકી સડક, અને દરીઆ કે નદીના માર્ગ એ ત્રણ જાતનાં સાધનો છે. કચ્છનો વેપાર મુખ્યત્વે દરીઆમાર્ગે ચાલે છે. કાઠિઆવાડમાં પાકી સડકો છે. વઢવાણથી ભાવનગર, વઢવાણથી ધોળા અને જુનાગઢ થઈ વેરાવળ, ભાવનગરથી રાજકોટ; રાજકોટથી જામનગર, અને ત્યાંથી દ્વારકા સુધીની રેલવે છે. વળી વઢવાણથી ધ્રાંગધ્રા અને વઢવાણથી વાંકાનેર થઈ રાજકોટ સુધીની રેલવે છે. ગુજરાતમાં નાની મોટી ઘણી રેલવે છે. મુખ્ય રેલવે અમદાવાદથી વડોદરા થઈ મુંબઈ જાય છે. વડોદરેથી એક ફાંટો ગોધરે થઈ માળવા તરફ જાય છે. પાકી સડકોનો ઉપયોગ હાલમાં મોટરો બહુ કરે છે.

**લોકો, વસ્તી અને ધર્મઃ**—ગુજરાતની કુલ વસ્તી ૮૭,૧૫,૫૦૦ છે, તેનો વિસ્તાર ૫૯,૪૩૮ છે; તેથી દર ચોરસ માઇલે ૧૪૭ માણસની વસ્તી છે. કચ્છમાં સિંધી, મારવાડી, અને ગુજરાતીઓ

આવીને વસ્યા છે; ભાષા કચ્છી અને ગુજરાતી બોલાય છે. કાઠિઆવાડના લોકો મજબુત બાંધાના, કદાવર અને સાહસિક છે. તેમની વસ્તી ૨૫,૩૮,૫૦૦ માણુસની છે. તળ ગુજરાતની વસ્તી ૫૦ લાખની છે. મુખ્ય ધર્મ હિંદુ, મુસલમાન, અને ખ્રિસ્તી છે. હિંદુઓમાં જૈન, વૈષ્ણવ અને શૈવ પંથો છે.

**રાજ્યવહીવટઃ**—ત્રણ રીતે ચાલે છે. અંગ્રેજીરાજ્ય, દેશી રાજ્યો અને પરદેશી રાજ્ય.

**અંગ્રેજી રાજ્યઃ**—રાજ્યવહીવટ માટે જુદાં જુદાં ખાતાં મુકરર કરેલાં છે. (૧) મહેસુલીખાતું, (૨) પોલિસખાતું, (૩) ન્યાયખાતું, (૪) કેળવણીખાતું, (૫) બાંધકામખાતું, (૬) સુખાકારીખાતું, (૭) લોકલફંડખાતું, અને (૮) પોસ્ટખાતું.

**દેશી રાજ્યોઃ**—નાનાં દેશી રાજ્યો ઉપર પોલિટિકલ એજન્ટ દેખરેખ રાખે છે. બહુ નાનાં રાજ્યોને ફોજદારી કે દિવાની સત્તા હોતી નથી. મોટાં રાજ્યોને કુલ સત્તા હોય છે. એવા રાજ્યમાં રેસિડેન્ટ હોય છે.

**પરદેશી રાજ્યઃ**—દીવ અને દમણુમાં યુરોપની ફિરંગી પ્રજાનું સ્વતંત્ર રાજ્ય છે.

---

## અમદાવાદ જિલ્લો.

---

**કુદરતી રચનાઃ**—પશ્ચિમમાં રાણપુરથી થોડે દૂર ચોટીલાને મળી જતી નાની ટેકરીઓ છે. છેક દક્ષિણે ધોધામાં ખોખરા નામની ટેકરીઓ ૫૦૦ ફુટ ઉંચી છે. ઉત્તરમાં મોડાસામાં ડુંગરો છે. જિલ્લાનો બધો મુલક સપાટ મેદાન છે. ઉત્તર અને પૂર્વમાં જમીન જરા ઉંચી છે. આ જિલ્લામાં સાબરમતી નદી અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

**જમીન પાક વગેરેઃ**—પૂર્વમાં ગોરાડુ અને પશ્ચિમમાં કાળી જમીન છે. સાબરમતીના વહેણુનો પ્રદેશ રસાળ છે. મોડાસાની જમીન ડુંગરાળ છે. વરસાદ સરાસરી ૨૦ ઇંચ પડે છે. ભાલમાં પાણીની તાણ છે. અહીંઆ શિઆળામાં ઠંડી અને ઉનાળામાં ગરમી વિશેષ લાગે છે. કપાસ, ઘઉં, જુવાર, બાજરી અને તલ મુખ્ય પાક છે, ડાંગર પણ સારી પાકે છે.

**અમદાવાદઃ**—(૨,૭૪,૦૦૦) ગુજરાતમાં સૌથી મોટું શહેર છે. અહમદશાહ પાદશાહે ઇ. સ. ૧૪૧૨માં વસાવ્યું હતું. શહેરમાં ભદ્રનો કિલ્લો, જુમામસીદ, સીદીસૈયદની મસીદ, રાણી સીપ્રીની મસીદ. વગેરે જોવા લાયક છે. કાંકરીઉં તળાવ, શાહઆલમનો રોજો, દાદાહરીની વાવ, ચંડોળા તળાવ વગેરે જોવા લાયક સ્થળો છે. સુતરાઉ કાપડની ૭૩ મીલો છે.

**વિરમગામઃ**—તેમાં કપાસ લોઢવાનાં જીન તથા કાપડની બે મીલો છે. ત્યાં મિનળદેવીનાં બંધાવેલાં મુનસર અને ગંગાસર તળાવ છે.

**ધોળકાઃ**—જુનું શહેર છે. એ પાંડવોના વખતનું વિરાટ નગર કહેવાય છે. મિનળદેવીનું બંધાવેલું મલાવ તળાવ જોવા લાયક છે.

**ખારાઘોડા**માં વરાગડું મીઠું પકવે છે. **ધોલેરા** અને **ઘોઘા** બંદર છે, પણ પુરણ થવાથી તેનો વેપાર પડી ભાગ્યો છે.

---

## મહીકાંઠા એજન્સિ.

---

મહી નદી પાસે જે નાનાં મોટાં રાજ્યોનો સમૂહ આવેલો છે તેને **મહીકાંઠા એજન્સિ** કહે છે. તેમાં ઇડરનું રાજ્ય સૌથી મોટું છે. આ એજન્સિની જમીન મોટે ભાગે રસાળ છે. ઘઉં, ડાંગર, બાજરી, ચણા, કપાસ, તલ, અને શેરડી એ મુખ્ય પાક છે.

**ઇડરઃ**—શહેરની આસપાસ કોટ છે. ડુંગરની તળેટીમાં રાજાનો મહેલ છે. ડુંગર ઉપર ગઢ છે તેને **ઇડરીઓગઢ** કહે છે.

**અમનગરઃ**—હાથમતીને કિનારે છે. તેને હિંમતનગર કહે છે. અહમદશાહ પાદશાહે ઇ. સ. ૧૪૨૭માં વસાવ્યું હતું.

**સાદરાઃ**—આ એજન્સિનું સદર સ્ટેશન છે. ત્યાં પોલિટિકલ એજન્ટ રહે છે. ગરાસીઆના કુંવરો માટે સ્કોટ કોલેજ છે.

**દાંતાઃ**—દાંતા રાજ્યની રાજધાની છે. આરાસુરના ડુંગરમાં અંબાભવાનીનું દહેરૂં છે.

---

## પાલણપુર એજન્સિ.

---

ગુજરાતની છેક ઉત્તરે આવેલા રાજયના સમૂહને પાલણપુર એજન્સિ કહે છે. તેમાં પાલણપુર અને રાધનપુર પહેલા વર્ગનાં રાજ્યો છે. બાકીનાં ૧૧ નાનાં રાજ્યો છે. કપાસ, ડાંગર, બાજરી, ઘઉં, શેરડી અને કઠોળ પાકે છે. ત્યાં અબરખ, પત્થર તથા સુરાખારની ખાણો છે.

**પાલણપુરઃ**—એ રાજધાનીનું શહેર છે. રેલવેનું જંકશન છે. ત્યાંથી એક ફાંટો ડીસા તરફ જાય છે. ત્યાં ચંપા અને કેવડાના ફૂલનું અત્તર થાય છે.

---

## રાધનપુર.

---

રાધનપુર એ પાલણપુર એજન્સિમાં આવેલું છે. તેનું મુખ્ય શહેર **રાધનપુર** છે. તેની આસપાસ કોટ છે. તે વેપારનું મથક છે. **બનાસકાંઠા એજન્સિમાં** ૧૦ સંસ્થાન છે. ત્યાંની ડિસા કેમ્પની છાવણી હાલમાં ઉઠાવી લીધી છે.

---

# ખેડા જિલ્લો.

**કુદરતી રચના**:—તેની ઉત્તરમાં થોડો ટેકરાવાળો ભાગ છે. અગ્નિખુણામાં અને દક્ષિણમાં મહી નદીનાં કોતરોવાળો ભાગ છે. બાકીનો ભાગ સપાટ મેદાન છે. મહીથી મહેમદાવાદ સુધીના ભાગને ચરોતર કહે છે. તે ઘણો ફળદ્રુપ છે.

**નદીઓ**:—સાબરમતી, મેશ્વો, વાત્રક, ખારી અને શેઢી.

**જમીન અને પાક**:—આ જિલ્લાની જમીન અતિશય ફળદ્રુપ છે. જમીનની ચાર જાતો છે. ગોરાડુ, બેસર, કાળી અને ભાઠાની. બાજરી, કપાસ, બાવટો, ડાંગર, જુવાર અને તમાકુ પાકે છે.

**નડિઆદ**:—જિલ્લાનું સૌથી મોટું શહેર છે. ત્યાં કાપડની બે મીલો છે. સંતરામનું મંદિર જોવા લાયક છે. મિશનનું દવાખાનું પ્રખ્યાત છે.

**મહેમદાવાદ**:—મહમદબેગડાએ આ શહેર વસાવ્યું હતું. ત્યાં ભમરીઓ કુવો જોવા લાયક છે. વાત્રક નદી ઉપર ચાંદા સુરજના મહેલનાં ખંડેર જોવામાં આવે છે.

**ખેડા**:—જિલ્લાનું મુખ્ય શહેર છે. તેને ફરતો કોટ છે. ત્યાં કલેકટર વગેરે જિલ્લાના મુખ્ય અધિકારી રહે છે. તે વાત્રક અને શેઢીના સંગમ પર આવેલું છે. આ જિલ્લામાં **ખંભાત**નું સંસ્થાન આવેલું છે.

---

# પંચમહાલ.

**કુદરતી રચના**—પશ્ચિમભાગ સપાટ મેદાન છે. પૂર્વનો ભાગ ટેકરા ટેકરીવાળો છે. નૈઋત્યમાં પાવાગઢ પર્વત છે.

**નદીઓ**:—મહી, અનાસ, પાનમ અને વિશ્વામિત્રી.

**જમીન અને પાક**:—ગોરાડુ, બેસર અને કાળી જમીન છે. મુખ્ય પાક મકાઈ છે. ચણા, બાજરી, કપાસ અને તલ પણ થાય છે. જંગલમાં સાગ થાય છે.

**ગોધરાઃ**—જિલ્લાનું મુખ્ય શહેર છે. તે ઇમારતી લાકડાંના વેપારનું મથક છે.

**દાહોદઃ**—અહીં ગુજરાત અને માળવાની હદ ભેગી થાય છે. ઔરંગજેબનો જન્મ અહીં થયો હતો.

---

## રેવાકાંઠા એજન્સિ.

---

નર્મદા કે રેવા નદીની આસપાસનાં રાજ્યોના સમૂહને **રેવાકાંઠા એજન્સિ** કહે છે. તેમાં ૬૧ નાનાંમોટાં રાજ્યો આવેલાં છે.

જમીન ગોરાડુ અને કાળી છે. મકાઈ, જુવાર, બાજરી, કોદરા, કઠોળ, કપાસ, શણ વગેરે થાય છે.

**નાંદોદઃ**—કરજણ નદી પર આવેલી રાજપીપળાની રાજધાની છે.

**ચાંદોદઃ**—નર્મદાને કાંઠે જાત્રાનું સ્થળ છે. કવિ દયારામનો જન્મ અહીં થયો હતો.

છોટાઉદેપુર, દેવગઢબારીઆ, લુણાવાડા, વાડાસિનોર, વગેરે શહેરો છે.

---

## ભરુચ જિલ્લો.

---

**કુદરતી રચનાઃ**—કુદરતી ત્રણ ભાગ છે. (૧) દરીઆ કિનારાની સાંકડી પટી, (૨) ખારોપાટ, અને (૩) રસાળ પ્રદેશ. ત્યાંની ખેતી સારી થાય છે.

**નદીઓઃ**—મહી, કીમ, ઢાઢર અને નર્મદા.

**જમીન અને પાકઃ**—જમીન કાળી અને ગોરાડુ છે. મુખ્ય પાક કપાસ છે. તે સિવાય બધી જાતનો પાક પણ થાય છે.

**ભરુચઃ**—જિલ્લાનું મુખ્ય શહેર નર્મદા ઉપર છે. ત્યાં ભૃગુઋષિનો આશ્રમ હતો. કાપડની પાંચ મીલો છે. નર્મદાનો પૂલ જોવા લાયક છે. શુકલતીર્થ પાસે નર્મદાના બેટમાં **કબીરવડ** જોવા જેવો છે.

---

# સુરત જિલ્લો.

---

**કુદરતી રચનાઃ**—નદીઓના કાંપથી બનેલો મોટો પ્રદેશ છે. કેટલોક ભાગ સપાટ છે. દક્ષિણમાં થોડા ડુંગર આવેલા છે. ઉત્તરમાં કીમ અને તાપી નદી આવેલી છે. તે સિવાય કીમ, મીંઢોળા, પૂર્ણા અંબિકા, ઔરંગા, પાર, કોલક, દમણગંગા નદીઓ છે.

**જમીન અને પાકઃ**—જમીન કાળી, ગોરાડુ અને બેસર છે. કપાસ અને ડાંગર થાય છે. મુખ્ય પાક જુવારનો છે. કિનારા પરની હવા સારી છે.

**સુરતઃ**—તાપી નદીને કાંઠે શહેર છે. તેનું અસલ નામ સૂર્યપુર હતું. તે જુના વખતમાં પ્રખ્યાત બંદર હતું. ત્યાં નવાબનો મહેલ, રાણીનો બાગ, જુમામસીદ વગેરે જોવા લાયક છે.

**વલસાડઃ**—ઔરંગા નદી ઉપર શહેર છે. એ ઇમારતી લાકડાંના વેપારનું મથક છે.

**તીથલઃ**—વલસાડ પાસે દરીઆ કિનારે આવેલું છે. હવા ખાવાનું સ્થળ છે. ડુમસ સચીન સ્ટેટના તાબાનું હવાખાવાનું સ્થળ છે. આ જિલ્લામાં સચીન, વાંસદા ધરમપુર અને ડાંગના રાજ્યો છે.

---

# વડોદરા રાજ્ય.

---

આ દેશીરાજ્ય મોટામાં મોટું છે. તેનો સંબંધ હિંદના વાઇસરોય જોડે છે. તેના ચાર પ્રાંત છે. (૧) વડોદરા, (૨) નવસારી, (૩) અમરેલી, અને (૪) કડી.

વડોદરા પ્રાંતમાં મુખ્ય શહેર **વડોદરા** વિશ્વામિત્રી ઉપર છે. તે રાજધાનીનું શહેર છે. ત્યાં ઘણા કારીગરીવાળાં સુશોભિત મકાનો છે.

નવસારી પ્રાંતમાં મુખ્ય શહેર **નવસારી** છે. ત્યાંની હવા સારી છે. તેમાં પારસીની વસ્તી વિશેષ છે.

અમરેલી પ્રાંતમાં મુખ્ય શહેર **અમરેલી** છે. તેમાં દ્વારકા જાત્રાનું ધામ છે.

કડી પ્રાંતમાં જુનું ઐતિહાસિક શહેર **પાટણ** છે. **સિદ્ધપુર** જાત્રાનું સ્થળ છે.

---

## કાઠિઆવાડ.

---

કાઠિઆવાડમાં બધાં મળી નાનાં મોટાં ૨૦૦ રાજ્યો છે. તેમાં ભાવનગર, પોરબંદર, ગોંડળ, ધ્રાંગધ્રા, મોરબી, જામનગર, જુનાગઢ અને જાફ્રાબાદ એ પહેલાં વર્ગનાં રાજ્યો છે. વાંકાનેર, પાલિતાણા, ધ્રોળ, લીમડી, રાજકોટ અને વઢવાણ એ બીજા વર્ગનાં છે. તેના ચાર પ્રાંત છેઃ-(૧) હાલાર, (૨) સોરઠ, (૩) ઝાલાવાડ, (૪) ગોહિલવાડ. દરેક પ્રાંતમાં એક પોલિટિકલ એજન્ટ છે. તેમનો ઉપરી એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ રાજકોટમાં રહે છે.

**જામનગરઃ**—એ રાજ્યની રાજધાનીનું શહેર ઘણું ચોકખું અને સુશોભિત છે. તેની પાસે **બેડી** બંદર છે.

**રાજકોટઃ**—મોટું શહેર છે. ત્યાં રાજકુમાર તથા ટ્રેનિંગ કોલેજો છે.

**ધ્રાંગધ્રાઃ**—એ રાજ્યની રાજધાની છે અને રેલ્વે સ્ટેશન છે.

**વઢવાણઃ**—એ ભોગાવો નદી ઉપર આવેલું ઐતિહાસિક શહેર છે.

**ભાવનગરઃ**—મોટું બંદર છે. ત્યાં કાપડ વણવાની એક મિલ છે.

**પાલિતાણાઃ**—ત્યાં પાસેના શેત્રુંજા પર્વત ઉપર જૈનોનાં દહેરાં છે, તેથી તે જાત્રાનું મોટું ધામ છે.

**જુનાગઢઃ**—ગીરનારની તળેટીમાં આવેલું ઐતિહાસિક શહેર છે.

**સોમનાથપાટણઃ**—જુનું ઐતિહાસિક શહેર દરીઆકિનારે આવેલું છે.

**પોરબંદર**—તે બંદર છે. તેને સુદામાપુરી કહે છે.

---

## કચ્છ.

એકંદર કચ્છ ઝાડબીડ વગરનો વેરાન અને ડુંગરાળ પ્રદેશ છે. ત્યાં ખેડવા લાયક જમીન થોડી છે. વરસાદ થોડો પડે છે. ઘઉં, જવ, કપાસ, બાજરી થાય છે. ત્યાંનું સોનારૂપાનું નકશીકામ જાણીતું છે. કચ્છના રાજકર્તાને **રાવ** કહે છે. **ભુજ** એ રાજધાનીનું શહેર છે. ભુજીઆ ડુંગર પર ભુજંગનું દહેરૂં છે, તેથી તેને **ભુજ** કહે છે.

## કોંકણ

### સામાન્ય વર્ણન.

દમણગંગાની દક્ષિણે પશ્ચિમઘાટની પશ્ચિમમાં આવેલી સાંકડી પટીને કોંકણ કહે છે. તેમાં થાણા, કોલાબા અને રત્નાગિરિ જિલ્લા તથા જંજીરા અને સાવંતવાડીનાં તથા ગોવાનાં રાજ્યો આવેલાં છે. પશ્ચિમ-ઘાટની તળેટીમાંથી શરૂ થતી અરબી સમુદ્રના કિનારાની આ પટીને **કોંકણ** કહે છે. નર્મદા નદીથી શરૂ થઈ ઈલાકાનો છેક દક્ષિણ ભાગ જે ઉત્તર કાનડાનો છે, ત્યાંસુધી તે આવેલી છે. તે ૪૫૦ માઈલ લાંબી અને ૩૦ થી ૪૦ માઈલ પહોળી જમીનની પટી છે. ખાડી-ઓને લીધે તેનો કિનારો ખાંચાવાળો છે.

કોંકણની પટી સપાટ અને ફળદ્રુપ છે. પશ્ચિમ ઘાટની તળેટીનો ઘણો ભાગ ડુંગરાળ છે, તેથી તે ખેતીને માટે સારો નથી. ચોમાસામાં તેના ઉપર વધારે વરસાદ પડવાથી ઘણા વહેળા ધોધ બંધ નીકળે છે; પણ તે થોડા વખત પછી સુકાઈ જાય છે. ત્યાં એકે મોટી નદી નથી. કિનારે તાડનાં ઝાડ પુષ્કળ ઊગે છે. નાળિએરીનાં ઝાડ ઘણાં થવાથી લોકોને સારી રોજી મળે છે. તેના દક્ષિણ ભાગમાં ઘાસનાં જંગલો આવેલાં છે, તેમ ત્યાં પાક પણ પુષ્કળ થાય છે. ઘાટ ઉપર ઘણો વરસાદ વરસે છે, તેથી ત્યાં દુકાળનો ભય રહેતો નથી.

**આબોહવા:**—કોંકણપટીના ભાગની હવા ભિનાશવાળી છે. સરેરાશ વરસમાં ૮૦ ઈંચ વરસાદ પડે છે. પશ્ચિમઘાટ ઉપર જેટલો વરસાદ પડે છે, તેટલો દક્ષિણમાં કોઈ ઠેકાણે પડતો નથી.

| | | | |
|---|---|---|---|
| મુંબઈમાં. | ૮૦" | માથેરાનમાં | ૨૦૦" |
| રત્નાગિરિમાં | ૯૬" | માલકમપેઈંટમાં | ૨૬૫" |
| કુમટામાં | ૧૪૨" | (સહ્યાદ્રિ) | |

આનું શું કારણ હશે? મે થી સપ્ટેમ્બર સુધી અરબી સમુદ્ર ઉપર થઈ ભિનાશવાળા જે પવનો આવે છે; તે ત્યાંના ઠંડા પર્વતીય ભાગ સાથે અથડાવાથી વાદળાં વરસાદરૂપે પડે છે. કોંકણમાં તાપ અને ટાઢ ઘણાં ઓછાં લાગે છે. ઉનાળામાં સાંજે દરીઆકિનારા તરફથી ઠંડી લહેરો આવે છે. શિઆળામાં ત્યાં ટાઢ લાગતી નથી. પાસે દરીઓ છે તે તેનું કારણ છે.

**જમીન:**—ત્યાંની જમીન કાંપની બનેલી નથી; પણ લાવા નામના રસની બનેલી છે. વળી પશ્ચિમઘાટમાંથી જે નાની નદીઓ જોસબંધ વહે છે, તેને લીધે માટી, કાદવ, રેતી, વગેરે ઘસડાઈ આવે છે, અને પર્વતની તળેટીમાં તે ભેગું થવાથી ત્યાં ફળદ્રુપ સપાટ મેદાન થાય છે. પશ્ચિમઘાટમાં પુષ્કળ ઝાડીવાળાં જંગલો છે. તેમાં સાગનાં ઝાડ ઘણાં થાય છે. વળી ત્યાં પુષ્કળ વાંસ થાય છે. તે ઘર બાંધવાના કામમાં આવે છે. દક્ષિણના ભાગમાં રબરનાં ઝાડ જોવામાં આવે છે. કિનારા પર નાળિએરીનાં ઝાડ પુષ્કળ થાય છે. વળી સપાટ ભાગમાં ડાંગરનું વાવેતર ઘણું થાય છે.

કોંકણના કેટલાક ભાગમાં જંગલો છે, તથા કેટલોક ભાગ પાણીથી ભરેલો રહે છે; તેથી અર્ધા ભાગની જમીન ખેતીના કામમાં આવે છે. ત્યાં ચોખા પુષ્કળ થાય છે. બાવટો અને નાળિએર પણ થાય છે. કોંકણની વસ્તી ઘણી ઘાડી છે. વસ્તીનો પોણો ભાગ ખેતી કરે છે. બાકીના લોકો નાળિએરીના પાંદડાંની સાદડી અને તેની ચોટલીનાં દોરડાં બનાવે છે. કોપરૂં બહારગામ મોકલવામાં આવે છે. નાળિએરીની તાડી તેઓ પીએ છે.

---

# થાણા જિલ્લો.

---

**સીમાઃ**—તેની ઉત્તરે ફિરંગીનું દમણ અને સુરત જિલ્લો, પૂર્વમાં પશ્ચિમઘાટ અને તેની પેલી બાજુ નાશિક તથા અહમદનગર જિલ્લો, દક્ષિણે કોલાબા અને પુના જિલ્લો, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**કુદરતી રચનાઃ**—તેના મુખ્યત્વે બે ભાગ પડે છે. (૧) તેના પૂર્વના ભાગમાં પર્વતો આવેલા હોવાથી તે ભાગ ડુંગરાળ છે. ઉત્તર અને ઈશાનનો ભાગ પણ ઉચ્ચ પ્રદેશ અને ઝાડીથી ભરપુર છે. ત્યાં ખેતી બહુ થોડી થાય છે. (૨) કિનારા પાસેની જમીન નીચી સપાટ છે અને તે રસાળ છે; તેથી આ કિનારાના ભાગમાં વસ્તી ઘણી છે. તેમાં વાંસ, અને સીસમનાં ઝાડ પુષ્કળ થાય છે, અને આદુ, પાન, કેળાં, શેરડી, નાળિએર વગેરે સારાં થાય છે. ઈશાન ખુણામાં ડુંગરો જંગલથી છવાયલા છે. તેની ખીણમાં ખેતી થાય છે. ત્યાં અનાર્ય-ભીલ લોકો છુટાંછવાયાં ઝુપડાં બાંધી રહે છે, અને કેટ-લાક ભટકતા ફરે છે. એકંદર અંદરના ભાગમાં નીચી જગા અને ઉંચા ટેકરા છે. તેના સપાટ ભાગમાં ડાંગરનું વાવેતર વિશેષ થાય છે.

**નદીઃ**—નાશિક જિલ્લાના ત્ર્યંબક પાસેથી નીકળતી **વૈતરણી** નદી મોટી છે. તેમાં મછવા ચાલે છે. વસઈની ખાડી સાષ્ટી બેટ અને આ જિલ્લા વચ્ચે આવેલી છે. તેમાં વહાણો ફરી શકે છે.

**આબોહવાઃ**—અડધું વર્ષ હવા અતિશય ભિનાશવાળી રહે છે, તેથી લોકો તંદુરસ્ત રહેતા નથી. ત્યાં તાપ તેમ ટાઢ બહુ લાગતી નથી. વરસાદ ઘણો પડે છે. કિનારા ઉપર ૬૩" અને પહાડી પ્રદેશમાં ૧૦૦" પડે છે; પણ તે થોડા વખતમાં પડે છે, તેથી ભારે વરસાદથી ખેતીને નુકસાન થાય છે.

**પાકઃ**—ત્યાં ડાંગર ઘણી થાય છે. પછી બાવટો અને તુવેર, થાય છે. ચણા અને જુવાર બહુજ ઓછા થાય છે. કિનારા પર વસઈ તથા ભાઈંદર ગામ પાસે મીઠું પકવવામાં આવે છે.

**વસ્તી**:—તેના વિસ્તાર ૩,૫૭૬ ચો. મા. અને વસ્તી ૭,૬૦,૦૦૦ માણસની છે. તેનો મોટો ભાગ હિંદુઓનો છે. પહાડી પ્રદેશમાં ભીલ લોકો રહે છે. ભાષા મરાઠી છે. વેપારીવર્ગ ગુજરાતી છે.

તેના નવ તાલુકા છેઃ—(૧) ડહાણું, (૨) માહીમ, (૩) વસઈ, (૪) સાષ્ટી, (૫) ભીમડી, (૬) વાડા, (૭) શહાપુર, (૮) મુરબાદ અને (૯) કલ્યાણ.

**થાણા**:—(૨૨,૦૦૦) જિલ્લાનું મુખ્ય શહેર સાષ્ટી બેટમાં આવેલું છે. તે મુંબઇથી ૨૦ માઇલ દૂર છે. મુંબઈના કરતાં ત્યાંનાં હવાપાણી સારાં હોવાથી તેના ઘણાખરા લોકો ત્યાં રહે છે, અને ધંધા માટે મુંબઈ જાય છે. અહીંથી ૭ માઇલ દૂર બૌદ્ધ લોકોની **કેનેરી**ની ગુફાઓ છે.

**વસઇ**:—એ તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાંનાં પાન, શેરડી તથા કેળાં વખાણાય છે. અહીંઆં ફિરંગીઓએ બંધાવેલો કિલ્લો છે.

**બોરીવલી**:—આ સ્ટેશનની પાસેના ડુંગરમાંથી કેનેરી (કાન્હેરી) ની કોરી કાઢેલી બ્રાહ્મણ, જૈન, અને બૌદ્ધની જોવા લાયક સો ગુફાઓ છે. આવી ગુફાઓ અંધેરીમાં પણ છે.

**કલ્યાણ**:—તે ઘણું જુનું શહેર છે. તે જી. આઈ. પી. રેલવેનું જંકશન છે. અહીંથી રેલવેના બે ફાંટા નીકળે છે. એક નાશિક તરફ અને બીજો પુના તરફ જાય છે. આ જિલ્લામાં જવ્હારનું સંસ્થાન આવેલું છે.

---

## કોલાબા જિલ્લો.

---

**સીમા**—ઉત્તરે થાણા જિલ્લો, પૂર્વમાં પશ્ચિમઘાટ, ભોરનું રાજ્ય, પુના અને સતારાના જિલ્લા, દક્ષિણે અને વાયવ્યમાં રત્નાગિરિ જિલ્લો, પશ્ચિમે જંજીરાનું રાજ્ય ને અરબી સમુદ્ર.

**કુદરતી રચના:**—કોલાબા અને મુંબઈ બંદરથી તે મહાબળેશ્વરની તળેટી સુધી આ જિલ્લો આવેલો છે. તે ઘણો ડુંગરાળ છે, કારણ કે તેમાં ડુંગરો અને છુટા છવાયા ટેકરા આવેલા છે. તેમાં કેટલીક નાની નદીઓ આવેલી છે. તેમાં અંબા, મનાડ અને સાવિત્રી એ મુખ્ય છે.

**આબોહવા:**—અહીંઆં વરસાદ, ભેજવાળી હવા, શિઆળો અને ઉનાળાની સુકી હવા એવી ચાર ઋતુનો અનુભવ લોકોને થાય છે. કિનારે ૯૦ ઇંચ વરસાદ પડે છે. જેમ જેમ અંદરના ભાગમાં જઈએ છીએ તેમ વરસાદ વધારે પડે છે. ઘાટ પાસેના ગામમાં ૧૩૦ ઇંચ અને પશ્ચિમઘાટ ઉપર તો તેથીએ વધારે પડે છે.

**જમીન:**—છેક કિનારાની જમીન ખારોપાટ છે. જે ભાગમાં રેતી અને દરીઆની માટી ભેગી થઈ હોય છે, ત્યાં શાક તરકારી સારી થાય છે. બાકીનો અંદરનો ભાગ કાંપની બનેલી જમીનનો છે.

**પાક:**—ડાંગર ત્યાં વધારે થાય છે. પછી બાવરો (રાગી), તલ, તુવેર અને ચણાનો પાક થાય છે. નાળિએર પણ થાય છે.

**ધંધો:**—ડાંગરને ખાંડી ચોખા કરવાનો, અને કિનારા પર માછલાં પકડવાનો મુખ્ય ધંધો છે. કિનારે મીઠું પકવવામાં આવે છે. તલ અને કોપરામાંથી કેટલાક તેલ કાઢે છે, વળી નાળિએરની ચોટલીમાંથી કાથી તૈયાર કરે છે. ખેતી ઉપરાંત જંગલમાં ઢોર ચારવાનું કામ પણ થાય છે.

**નિકાસ:**—ચોખા, મીઠું, બળતણ, લાકડાં, ઘાસ, સાગ, માછલાં વગેરે છે. શાક તરકારી મુંબઈ પુષ્કળ જાય છે.

**આયાત:**—પુના અને નાશિકનાં પિત્તળનાં વાસણ, અનાજ કાપડ, ખાંડ, ગોળ, ઘી વગેરે છે.

**વસ્તી:**—આ જિલ્લામાં પા લાખ માણસની વસ્તી છે. તેમાં ૯૦ ટકા હિંદુ છે. લોકભાષા મરાઠી છે.

**અલીબાગ:**—જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. **અલી** નામના મુસલમાને ત્યાં ઘણા કુવા ખોદાવેલા તેથી તેનું નામ **અલી-**

બાગ પડ્યું છે. ત્યાં સરકારી વેધશાળા એટલે આકાશના તારા તથા ગૃહ જોવાની જગા છે.

**માથેરાનઃ**—સહ્યાદ્રિ પર્વતનું આ શિખર દરીઆની સપાટીથી લગભગ ૨૫૦૦ ફુટ ઉંચું છે; તેથી ત્યાંની હવા ઠંડી હોવાથી ત્યાં ઉનાળામાં લોકો હવા ખાવા જાય છે. **નેરળ** સ્ટેશનથી ત્યાં જવાય છે; ડુંગર પર નાની રેલ ગાડી જાય છે.

**મહાડઃ**—ત્યાંથી બે માઇલ પર બૌદ્ધ લોકની ગુફાઓ આવેલી છે.

## રત્નાગિરિ.

**સીમા:**—ઉત્તરે જંજીરાનું રાજ્ય અને કોલાબા જિલ્લો, પૂર્વમાં સતારા જિલ્લો અને કોલ્હાપુરનું રાજ્ય, દક્ષિણે સાવંતવાડીનું રાજ્ય અને ગોવા, તથા પશ્ચિમમાં અરબી સમુદ્ર છે.

**કુદરતી રચના:**—આ જિલ્લો ખડકાળ અને ખાડાટેકરાવાળો છે. કિનારે ખાડીઓ ઘણી છે. તેના ઉપર સારાં બંદરો આવેલા છે. રસાળ નદીઓ ઉભા ડુંગર પરથી કિનારા તરફ વહે છે. જમીન પણ ખાડીઓ અને નદીના કિનારાની બાજુએ આવેલી છે. પૂર્વમાં ડુંગરોની હાર કિનારાને સમાંતર ૩૦ થી ૪૫ માઇલ સુધી આવેલી છે.

**નદીઓ:**—તેમાં સાવિત્રી મુખ્ય છે, ને તે ઉત્તરે આવેલી છે. વશિષ્ટી મોટી અને ઘણી ઉપયોગી નદી છે. તેમાં વહાણો ચાલી શકતાં નથી; કારણ કે તેનો વેગ વિશેષ છે. પહેલાં નદીઓ વાટે વેપાર ચાલતો હતો પણ રેલ્વેને લીધે તે ઘટી ગયો છે.

**આબોહવાઃ**—હવા ભિનાશવાળી અને સુસ્તી પેદા કરે એવી છે; તોપણ એકંદરે તે તંદુરસ્ત છે. વરસાદ નિયમિત અને પુષ્કળ પડે છે. કિનારે ૮૦ થી ૧૦૫ ઇંચ સુધી પડે છે; પણ અંદરના ભાગમાં ૧૪૦ ઇંચ અને પશ્ચિમઘાટ ઉપર તો તેથીએ વધારે પડે છે.

**જમીન:**—બાગાયત તેમજ ડાંગર અને બીજો પાક થાય

તેવી ત્યાંની જમીન છે. કિનારા પરની જમીન ખારી છે, તેમજ ડુંગરની ડુંગરાળ જમીન છે; પણ ખેતી બધી જમીનમાં થાય છે. ખારી જમીનમાં જાડી ડાંગરનું વાવેતર થાય છે. ખીણુનો ભાગ ઘણો રસાળ છે. તેમાં કઠોળ, શેરડી અને શણ થાય છે.

**પાક:**—ડાંગર વધારેમાં વધારે થાય છે. બાવટો નાળિએર, તલ, તુવેર અને શેરડી પણ થાય છે.

**ધંધો:**—ખેતી એ મુખ્ય ધંધો છે, પણ કેટલાક ભાગમાં સાડીઓ અને ધાબળીઓ વણવામાં આવે છે. વળી રત્નાગિરિમાં રાચરચીલાં થાય છે. માછલાં પકડવાનો ધંધો પણ સારો ચાલે છે. ત્યાંના કિનારાના લોક ખલાસી તરીકે આગબોટમાં કામ કરે છે. વળી વહાણ બાંધવાનું કામ પણ ચાલે છે.

**રત્નાગિરિ:**—તે જિલ્લાનું મુખ્ય શહેર દરીઆ કિનારે આવેલું છે. આ બંદરે મોટાં વહાણ કે આગબોટ આવી શકતાં નથી. ફક્ત ભરતી વખતે હોડીઓ આવે છે. અહીંથી બળતણ, માછલાં અને વાંસ બહાર મોકલવામાં આવે છે.

**માલવણ:**—આ મોટું બંદર છે. ત્યાંના ટાપુ પર સિંહદુર્ગ નામનો કિલ્લો હતો. ત્યાં ચાંચીઆ લોકો રહેતા હતા.

**વેંગુર્લા:**—આ બંદરે મોટો વેપાર ચાલે છે. અહીંના કાજુ વખણાય છે.

---

## દેશીરાજ્યો.

---

**સાવંતવાડી:**—આ સંસ્થાન રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે અને ગોવાની ઉત્તરે છે. એ રાજ્ય ભોંસલે કુળના મરાઠી સરદારને તાબે છે. તેમાં પુષ્કળ નાળિએર, સોપારી, કેરી, કાજુ વગેરે ફળ અને મેવો થાય છે. કોકમનાં ઝાડ અહીંઆં ઘણાં છે. મુખ્ય પાક ડાંગર છે. જંગલમાંથી પુષ્કળ સાગ મળી આવે છે. ઇ. સ. ૧૬૦૭ માં ફોંડ સાવંતે તેને વસાવ્યું હતું, તેથી તે સાવંતવાડી કહેવાય છે.

**જંજીરા:**—કોલાબા જિલ્લાની પશ્ચિમે દરીઆ પર તે આવ્યું છે. કોલાબાના કલેકટર તેના ઉપર દેખરેખ રાખે છે. ત્યાં સીદી વંશનું રાજ્ય છે. કાઠિઆવાડનું જાફરાબાદ રાજ્ય પણ આ લોકોનું છે. આ રાજ્યમાં સિંધીની વસ્તી ઘણી છે. તેની રાજધાની મુરૂદ છે. જંજીરા શબ્દ 'જઝીરા' ઉપરથી થયો છે, અને તેનો અર્થ 'બેટ' થાય છે. સંસ્થાનનું નામ કિનારા સામેના બેટ (જઝીરા) ઉપરથી પડયું છે.

---

# દક્ષિણનો ઉચ્ચપ્રદેશ

---

## સામાન્ય વર્ણન.

પશ્ચિમઘાટ અને અરબી સમુદ્ર વચ્ચે કોંકણપટી છે. પશ્ચિમઘાટ ઓળંગી પૂર્વમાં જઈએ તો એક મોટો ત્રિકોણાકાર ઉચ્ચપ્રદેશ આવે છે. તેનો ઉત્તરનો સાતપુડા પાસેનો ભાગ પહોળો છે, અને દક્ષિણ તરફ જતાં તે સાંકડો થતો જાય છે. ઘણા જુના વખતમાં પૃથ્વીની અંદરથી જે લાવા રસ નીકળી આવ્યો હતો તે ઠરી જવાથી તે બનેલો છે. નર્મદાની દક્ષિણના પ્રદેશના ત્રણ ભાગ પડે છે. (૧) કોંકણ, (૨) પશ્ચિમ ઘાટની કોર, અને (૩) દક્ષિણનો ઉચ્ચપ્રદેશ.

**કુદરતી રચના:**—ઉત્તરે જ્યાં સહ્યાદ્રિ છે તે ભાગ ખડકાળ અને ખાડાટેકરાવાળો છે. ઉત્તરથી દક્ષિણ તરફ કિનારાને સમાંતર પશ્ચિમઘાટ એક હજાર માઈલ સુધી આવેલો છે. તેનાં શિખરો ઓળંગીને જઈએ તો દક્ષિણનો ઉચ્ચપ્રદેશ આવે છે. ભેજથી તર થઈ ગએલો સમુદ્ર પરનો પવન વાદળાં સાથે પશ્ચિમઘાટ સાથે અથડાય છે, એટલે ઘાટના શિખર ઉપર ઘણો જ વરસાદ પડે છે. ત્યાંથી આગળના ભાગમાં થોડો વરસાદ પડે છે; તેથી ત્યાં વનસ્પતિ થોડી થાય છે અને લોકો પરાણે ખાવાનું પુરૂં કરે છે. નદીઓના વહેણ ઉપરથી તેનો ઢોળાવ પશ્ચિમથી પૂર્વ તરફનો જણાઈ આવે છે. નદીઓની ખીણનો ભાગ રસાળ હોવાથી તેના કાંઠાની આજુબાજુ

થાડી વસ્તી માલમ પડે છે. પશ્ચિમઘાટની પૂર્વ બાજુનો ચઢાવ એકદમ સીધો નથી; પણ વચમાં વચમાં થોડીથોડી સપાટ જમીન આવતી જાય છે, અને તે ખેતીના કામમાં આવે છે.

**નદીઓ:**—પશ્ચિમઘાટની પૂર્વ બાજુથી **ગોદાવરી** અને **કૃષ્ણા** નદીઓ વહે છે. ગોદાવરી નાશિક આગળથી અને કૃષ્ણા મહાબળેશ્વર આગળથી નીકળે છે. કૃષ્ણાને **ભીમા, નીરા** અને **સીના** નદીઓ મળે છે. નીરા અને સીના ભીમાને મળે છે. સતારા જિલ્લાની **વાર્ણા** અને ભીમા કૃષ્ણાને મળે છે. **તુંગભદ્રા** બીજી નદી છે. કૃષ્ણા અને ગોદાવરીમાં બધી નદીઓનાં પાણી ભેગાં થયા પછી તે અગ્નિ ખુણામાં વહી બંગાળાના ઉપસાગરને મળે છે. તેમનું પાણી જોસબંધ એકદમ દરીઆ તરફ વહે છે; તેથી બંધ બાંધી મોટા તળાવ બાંધવામાં આવ્યા છે. તેમાંથી નહેર વાટે ખેતીને પાણી પુરૂં પાડવામાં આવે છે.

**આબોહવા:**—જેમ કોંકણમાં ૧૦૦" થી ૧૫૦" વરસાદ પડે છે, તેવો વરસાદ આ પ્રદેશમાં પડતો નથી; કારણ કે પશ્ચિમઘાટનાં ઉંચાં શિખરોને વાદળાં અથડાવાથી ત્યાં પુષ્કળ વરસાદ વરસી જાય છે; એટલે એ વાદળાં આગળ આવે છે, ત્યારે ત્યાં ૨૦" થી ૩૦" વરસાદ પડે છે. જેમ પૂર્વમાં જઈએ છીએ તેમ વરસાદ ઓછો થતો જાય છે. આ પ્રદેશ દરીઆથી દૂર હોવાથી ત્યાં ટાઢ અને તાપ પણ વધારે લાગે છે. કોંકણ કરતાં અહીંઆં ગરમી (૧૦૮°–૧૧૧°) વધારે હોય છે; પણ હવા સુકી હોવાથી તે લાગતી નથી; પણ કોંકણ ભેજવાળો ભાગ હોવાથી ત્યાં તાપ પુષ્કળ લાગે છે. અહીંઆં ચોમાસામાં હવા ઠંડી અને ખુશનુમા હોય છે. વળી શિઆળામાં તે બહુજ ઉત્સાહજનક લાગે છે.

**જમીન:**—આ પ્રદેશની જમીન કાળી છે. લાવાની ખડકનો એ ઉચ્ચપ્રદેશ ઘણાં વરસો પહેલાં થયો હતો. તે ટાઢ, તાપ અને પવનથી ઘસાવાથી; તેમજ વરસાદથી તે ધોવાઈ જવાથી ત્યાંની જમીન આવી રીતે ફળદ્રુપ થઈ છે. ત્યાં જમીનનો મોટો ભાગ ખડકાળ હોવાથી ખેતી બરાબર થઈ શકતી નથી.

**પાકઃ**—કાળી જમીનમાં ઘઉં, કપાસ અને જુવાર થાય છે. ખાનદેશ, નાશિક, અહમદનગર અને સોલાપુર જિલ્લામાં આ પાક સારો થાય છે. ડુંગર પરની જમીન થોડી કાળી છે, તેથી તે ઓછી ફળદ્રુપ છે. નદીઓની ખીણના ભાગમાં ડાંગર પુષ્કળ થાય છે. મધ્યના ભાગમાં વરસાદ થોડો પડવાથી ત્યાં જુવાર અને બાજરી વિશેષ થાય છે. લોકો બાજરી વધારે ખાય છે. પશ્ચિમઘાટમાં ઘાડાં જંગલો છે.

**વસ્તીઃ**—જમીન કઠણ છે અને વરસાદ થોડો પડે છે તેથી વસ્તી થોડી છે. લોકો શરીરે ઠીંગણા પણ મજબુત હોય છે. જંગલ અને ડુંગર તરફ ભીલ જેવી જંગલી અનાર્ય જાતો રહે છે. લોકભાષા મરાઠી છે. ત્યાંના લોકો દક્ષિણી કહેવાય છે. અહમદનગર જિલ્લામાં ખ્રિસ્તી લોકો વધારે છે.

**વહેવારનાં સાધનઃ**—આ ભાગમાં જળમાર્ગનો ઉપયોગ થઈ શકતો નથી; કારણકે ઉંચેથી નીકળતી નદીઓનો વેગ વધારે હોવાથી, તેમજ તળ ખડકાળ હોવાથી તેમાં વહાણો ફરી શકતાં નથી. તેમાં બે મુખ્ય રેલવે છેઃ (૧) જી. આઈ. પી. અને (૨) દક્ષિણ મરાઠા રેલવે. જી. આઈ. પી. રેલવે મુંબઈથી નીકળે છે. કલ્યાણ આગળ બે ફાંટા થાય છે. એક ફાંટો કલકત્તા તરફ અને બીજો મદ્રાસ તરફ જાય છે. પહેલો ફાંટો રસ્તામાં સહ્યાદ્રિનો ભોરઘાટ ઓળંગી પુના અને સોલાપુર તરફ જાય છે. બીજો ફાંટો કલ્યાણથી થળઘાટ ઓળંગી નાશિક અને જળગામ તરફ જાય છે. દક્ષિણ મરાઠા રેલવે પુનાથી દક્ષિણ તરફ જાય છે. વળી ટેપ્ટીવેલી રેલવે તથા ધોંડ–મનમાડ અને પંઢરપુર–બાર્સી રેલવે પણ આવેલી છે. દક્ષિણના પ્રદેશમાં (૧) ખાનદેશ (૨) નાશિક, (૩) અહમદનગર, (૪) પુના, (૫) સોલાપુર, અને (૬) સતારા જિલ્લા આવેલા છે; અને તે બધા **મધ્યવિભાગમાં** ગણાય છે.

---

# પશ્ચિમ ખાનદેશ

---

**સીમાઃ**—ઉત્તરે નર્મદા નદી અને હોલકરનું રાજ્ય, પૂર્વમાં પૂર્વ ખાનદેશ, દક્ષિણે નાશિક જિલ્લો, અને પશ્ચિમે વડોદરા અને રેવાકાંઠાનાં રાજ્યો છે.

**કુદરતી રચનાઃ**—આ જિલ્લામાં તાપી નદી વહે છે. તેના બંને કાંઠાની આસપાસની જમીન કાળી અને રસાળ છે. તે સિવાયનો ભાગ પહાડી અને ખાડાટેકરાવાળો છે. સાતપુડાની દક્ષિણે ઘાડાં જંગલો છે, તેમાં ભીલ જેવા અનાર્ય લોકો રહે છે. તાપીની ખીણનો પ્રદેશ સપાટ છે. તે સિવાય ડુંગરોની હાર ઘણે ઠેકાણે આવેલી છે.

**આબોહવાઃ**—પીપલનેરની પશ્ચિમે વરસાદ ઘણો પડે છે; પણ સરાસરી ૨૪" પડે છે. જંગલની ભેજવાળી અને રોગિષ્ઠ હવા સિવાય બીજે બધે હવા સારી છે.

**પાકઃ**—પૂર્વ ખાનદેશ જેટલો અહીંઆં કપાસ થતો નથી પણ તેનો પાક વધારે છે. પછી બાજરીનો પાક સારો થાય છે. જુવાર, ઘઉં, ડાંગર અને ચણા પણ થાય છે. વળી અળશી વધારે થાય છે. ત્યાં જંગલ વધારે હોવાથી સાગની પેદાશ સારી છે. તે ટેપ્ટી રેલવે મારફત પરદેશ મોકલવામાં આવે છે.

**ઉદ્યોગધંધાઃ**—ધુળીઆમાં હાથવણાટનું કામ સારૂં થાય છે. વળી ત્યાં કપાસ લોઢવાનાં જીન અને રૂની ગાંસડી બાંધવાના સંચા વધારે છે. ઘણું રૂ પરદેશ જાય છે.

**ધુળીઆઃ**—આ જિલ્લાનું મુખ્ય શહેર પાંજરા નદી પર આવેલું છે. તે રૂ અને અળશીના વેપારનું મોટું મથક છે.

**નંદરબારઃ**—જિલ્લાની મધ્યમાં રૂ, અળશી તથા ઘઉંના વેપારનું સ્થળ છે.

---

# પૂર્વ ખાનદેશ

---

**સીમા:**—ઉત્તરે હોલકરનું રાજ્ય, પૂર્વમાં વરાડ અને મધ્યપ્રાંત, દક્ષિણે નિઝામનું રાજ્ય, અને પશ્ચિમે નાશિક જિલ્લો અને પશ્ચિમ ખાનદેશ છે.

**કુદરતી રચના:**—ઉત્તરનો ભાગ સાતપુડા પર્વતને લીધે ડુંગરાળ છે તથા ધાડાં જંગલને લીધે ત્યાં વસ્તી ઓછી છે. તેમાં થઈ તાપી વહે છે તેથી તેના બે ભાગ થાય છે. તાપી, ગિરણા અને પૂર્ણા નદીઓનું વહેણ આ જિલ્લામાં છે. દક્ષિણ અને પશ્ચિમનો ભાગ પણ પહાડી છે. તાપીના બંને કાંઠાનો સપાટ પ્રદેશ ઘણો રસાળ છે.

**આબોહવા:**—અહીંની હવા એકંદર સારી છે, પણ તાપીના ઉત્તર ભાગમાં ઘણો તાપ લાગે છે. સાતપુડા પાસેના ગામોમાં ચોમાસા પછી તાવનો રોગ ચાલે છે. વરસાદ સરેરાશ ૨૮" પડે છે.

**પાક:**—અહીંની અડધી જમીનમાં કપાસનું વાવેતર થાય છે, એટલે કપાસ સૌથી વધારે થાય છે. જુવાર, બાજરી, મગફળી, તુવેર અને ઘઉં એ ત્યાંનો પાક છે. અહીંનાં જંગલની પેદાશ કંઈ નથી.

**ઉદ્યોગ:**—કાપડ વણવાનો મુખ્ય ધંધો છે. હાથવણાટનું કામ બહુ થાય છે. તેમજ રંગાટી કામ પણ સારૂં થાય છે. દરેક તાલુકામાં કપાસ લોઢવાનાં જીન અને રૂની ગાંસડી બાંધવાના સંચા છે. ધાબળી વણવાનો ધંધો દરેક ઠેકાણે ચાલે છે. નિકાસમાં ખાસ રૂ છે.

**જળગામ:**—એ જિલ્લાનું મુખ્ય શહેર અને રેલવે જંકશન છે. રૂ, તલ અને અળશીના વેપારનું તે મથક છે. વળી તે ખાનદેશના વેપારનું મુખ્ય સ્થળ છે. તેમાં કપાસ લોઢવાનાં જીન તથા રૂની ગાંસડી બાંધવાના ઘણા સંચા છે.

**ભુસાવળ:**—તે રેલવે જંકશન છે. ત્યાંથી રેલવેનો એક ફાંટો નાગપુર અને બીજો મધ્ય હિંદમાં થઈ ઉત્તર હિંદમાં જાય છે. તે ઉત્તર હિંદના વેપારનું મથક છે.

---

# નાશિક જિલ્લો

**સીમાઃ**—ઉત્તરે અને ઈશાનમાં પૂર્વ અને પશ્ચિમખાનદેશ જિલ્લા છે. અગ્નિખુણામાં નિજામનું રાજ્ય છે. દક્ષિણે અહમદનગર જિલ્લો અને પશ્ચિમે થાણા જિલ્લો તથા ધરમપુર, વાંસદા અને ડાંગનાં રાજ્યો છે.

**કુદરતી રચનાઃ**—અહીંની જમીન લગભગ ઉચ્ચપ્રદેશની છે. પૂર્વના ભાગમાં ખુલ્લું સપાટ મેદાન છે. ચાંદવડ અને સાતમાળના ડુંગરોની હારને લીધે ગિરણા અને ગોદાવરીનાં વહેણ જુદાં પડે છે. ઉત્તરમાંની ગિરણા નદી તાપીને મળે છે.

**આબોહવાઃ**—નાશિક શહેર અને જીલ્લાના પશ્ચિમ ભાગની હવા સારી છે. પશ્ચિમ ભાગમાં જાન્યુઆરિમાં અતિશય ટાઢ, અને એપ્રિલમાં અતિશય તાપ પડે છે. વરસના બાકીના ભાગમાં પશ્ચિમ અને નૈઋર્ત્યના પવનને લીધે હવા સમધાત રહે છે. નાશિક શહેરમાં ૩૦ અને ઈગતપુરીમાં ૧૩૦ ઈંચ વરસાદ પડે છે.

**પાકઃ**—ડાંગના ભાગમાં ડાંગર અને બાજરી થાય છે. આ જિલ્લામાં બાજરી વધારેમાં વધારે થાય છે. પછી જુવાર, ઘઉં, બાવટો, કપાસ, ચણા અને તેલીબીઆં થાય છે.

**ઉદ્યોગઃ**—આ જિલ્લામાં ઘણે ઠેકાણે કપાસ લોઢવાના અને રૂની ગાંસડી બાંધવાના સંચા છે. યેવલે, માલેગામ અને સિન્નરમાં હાથવણાટનું કામ સારૂં થાય છે.

**નાશિક**—જિલ્લાનું મુખ્ય શહેર ગોદાવરીના જમણા કિનારા પર આવેલું છે. તે ઘણું જુનું શહેર છે. તે હિંદુઓનું પવિત્ર સ્થળ છે. નાશિકની પાસે પંચવટી (પાંચ વડનું)નું મંદિર છે. ત્યાં રામચંદ્રજી વનવાસ દરમિઆન કેટલોક વખત રહ્યા હતા. નાશિકમાં ઘણા ઘાટ અને મંદિરો છે. અહીંઆંનાં તાંબા પિત્તળનાં સુંદર વાસણ ઘણા વખતથી જાણીતાં છે. શાકતરકારી, મેવો અને દ્રાક્ષ પણ સારાં થાય છે. સમુદ્રની સપાટીથી તે બે હજાર ફુટ ઉંચું હોવાથી ત્યાંની હવા સારી છે.

**ત્ર્યંબકઃ**—તે નાશિકથી ૯ ગાઉ છે. અહીંઆં ગોદાવરીનું મૂળ છે. ત્યાં ત્ર્યંબકેશ્વર મહાદેવ છે. તેનાં ત્રણ લિંગ હોવાથી તેને **ત્ર્યંબક** (ત્રિનેત્ર) કહે છે. સંધસ (સિંહસ્થ) વર્ષમાં ત્યાં મોટી જાત્રા ભરાય છે.

**દેવલાલીઃ**—નાશિકથી ચાર માઈલ પર આવેલું છે. ત્યાંની હવા સુકી હોવાથી તે હવા ખાવાનું સ્થળ છે. અહીંઆં લશ્કરની છાવણી છે.

**સિન્નરઃ**—તેમાં ડાંગર, શેરડી, કેળાં અને પાન વિશેષ થાય છે.

---

## અહમદનગર જિલ્લો

---

**સીમાઃ**—ઉત્તરે નાશિક જિલ્લો, પૂર્વમાં નિઝામનું રાજ્ય, દક્ષિણે સોલાપુર જિલ્લો અને નૈઋર્ત્ય ખુણામાં અને પશ્ચિમે પુના જિલ્લો આવેલો છે.

**કુદરતી રચનાઃ**—પશ્ચિમમાં પશ્ચિમઘાટની હાર આવેલી છે. સહ્યાદ્રિનું સૌથી ઉંચું શિખર કળસુંબાઈનું તેમાં આવેલું છે. તે દરીઆની સપાટીથી ૫૪૨૭ ફુટ ઉંચું છે. પૂર્વમાં તેના ઠેઠ મધ્યભાગ સુધી ફાંટા ફેલાયા છે. તેની ખીણુમાંથી **પ્રવારા** અને **મૂળા** નદીઓનાં મૂળ છે. પૂર્વ ભાગની કેટલીક જમીન થોડી ઉંચીનીચી છે. આ જિલ્લામાં મુખ્ય નદી **ગોદાવરી** છે. પ્રવારા અને મૂળા નામની નાની નદીઓ ગોદાવરીને મળે છે. છેક દક્ષિણે ભીમાની સિના અને ઘોડ શાખાઓ અહમદ-નગરને પુનાથી જુદો પાડે છે. ગોદાવરી અને ભીમા નદીની ખીણુનો પ્રદેશ રસાળ છે.

**આબોહવાઃ**—છેક પશ્ચિમમાં અકોલા તાલુકામાં ૨૦૦ ઇંચ વરસાદ પડે છે, પણ જિલ્લાના બીજા ભાગમાં ૨૦ ઇંચ વરસાદ પડે છે. દક્ષિણમાં આવેલા જામખેડમાં વરસાદ નિયમિત પડે છે. હવા એકંદરે ઘણી ખુશકારક છે. શિઆળામાં હવા સુકી અને ઉત્સાહજનક છે, ઉનાળામાં ઘામ બહુ થાય છે, અને ચોમાસામાં હવા સારી લાગે છે.

**જમીનઃ**—અકોલાના ડુંગરાળ ભાગમાં ગોરાડુ જમીનમાં મોટાં ઝાડ ઊગે છે. ગોદાવરીની ખીણના ભાગની જમીન રસાળ છે. દક્ષિણના ભાગની જમીન ફળદ્રુપ છે, પણ સપાટ મેદાનની જમીન હલકી છે.

**પાકઃ**—અહીંઆં વધારેમાં વધારે જુવાર થાય છે, પછી બાજરીનો પાક આવે છે. લોકો વિશેષ બાજરી ખાય છે. કપાસ, ઘઉં, ચણા અને તુવેર પણ થાય છે. પશ્ચિમ ભાગમાં ઘણાં જંગલો છે.

**ધંધોઃ**—કપાસ લોઢવાનું, તથા રૂની ગાંસડીઓ બાંધવાનું કામ વરસમાં થોડો વખત ચાલે છે. આ ઉપરાંત હાથવણાટનું કામ થાય છે. ખાંડ બનાવવાનું એક કારખાનું છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**અહમદનગરઃ**—સિના નદી ઉપર જિલ્લાનું મુખ્ય શહેર છે. ઇ. સ. ૧૪૯૭માં બ્રાહ્મણીવંશની એક શાખાના અહમદ નિઝામશાહે તે વસાવ્યું હતું. જ્યારે અકબરના દીકરા મુરાદે તેને ઘેરો ઘાલ્યો હતો, ત્યારે વીરાંગના ચાંદબીબીએ બહાદુરીથી આ શહેરનો બચાવ કર્યો હતો. જુના વખતનો કોટ, ખાઈ, મહેલ અને મસ્જિદો જોવા લાયક છે. તે ધોંડ-મનમાડ રેલવે પર આવેલું છે.

**ખર્ડાઃ**—એ ઐતિહાસિક શહેર છે. અહીં ઇ. સ. ૧૭૯૫ માં મરેઠાએ નિઝામને હરાવ્યો હતો.

---

## પુના જિલ્લો

---

**સીમાઃ**—ઉત્તરે અહમદનગર જિલ્લો, પૂર્વે અહમદનગર અને સોલાપુર, દક્ષિણે નિરા નદી આવેલી છે અને તેની પેલી પાર ફલટણનું સંસ્થાન છે, અને પશ્ચિમે કોલાબા જિલ્લો છે,

**કુદરતી રચનાઃ**—પશ્ચિમે પશ્ચિમઘાટના ડુંગરાની હારને લીધે તે પહાડી છે. છેક પશ્ચિમનો ભાગ ઘણો ઉંચો નીચો અને ટેકાઢળીઆ-

વાળો છે. પશ્ચિમઘાટમાંથી ઘણી નદીઓ નીકળે છે તે **ભીમાને** મળે છે. તેમાં ભીમા, મૂળા અને નીરા એ મુખ્ય નદીઓ છે. તેમનું પાણી ઘણા કામમાં આવે છે. પશ્ચિમનો ભાગ ડુંગરાળ છે, ત્યાં અતિશય વરસાદ વરસે છે. પૂર્વનો ભાગ સપાટ પ્રદેશ છે, ત્યાંની જમીન સારી છે પણ વરસાદ ઘણો થોડો પડે છે.

**આબોહવા**:—વરસાદ શરૂઆતમાં પશ્ચિમમાં પડે છે, પછી અંદરના ભાગમાં આવે છે. પશ્ચિમ ભાગમાં ભારે વરસાદ પડે છે, મધ્યમાં વરસાદ સાધારણ પડે છે, પણ પૂર્વમાં બરાબર વરસતો નથી. ઘાટ ઉપર **લોણાવલામાં** ૧૬૫", પુના શહેરમાં ૩૦", અને છેક પૂર્વના ભાગમાં ૨૦" વરસાદ પડે છે. ચોમાસામાં ઘાટ પાસે હવા ભેજવાળી છે અને તેથી તાવ આવે છે, પણ ઉનાળામાં ખુશનુમા લાગે છે. દરીઆના પવનને લીધે ગરમી ઓછી લાગે છે. પૂર્વમાં હવા સારી પણ ગરમ છે.

**જમીન**:—નદી આગળની જમીન પૂર્વ ભાગમાં કાળી છે. ઉચ્ચ પ્રદેશ ઉપર ફળદ્રુપ કાળી જમીન છે. ગોરાડુ જમીન પશ્ચિમમાં છે. તે ચોમાસાના પાકને માટે સારી છે. કાળી જમીન શિઆળુ પાકને માટે સારી છે; કારણ કે તેણે ચુસેલું પાણી વધારે વખત રહી શકે છે.

**પાક**:—જુવાર વધારેમાં વધારે થાય છે. પછી બાજરી, ચોખા, ચણા, ઘઉં અને બંટીનો પાક થાય છે. નીરાની નહેરના પાણી વડે શેરડી સારી થાય છે. આ ઉપરાંત શાકભાજી પણ સારા પ્રમાણમાં થાય છે.

**ઉદ્યોગ ધંધો**:—અહીંઆં કાપડ વણવાનો ધંધો વિશેષ છે. રેશમી સાડી અને બીજાં કપડાં તથા કસબી વસ્તુઓનો ભારે વેપાર ચાલે છે. તેમજ ત્યાંનાં તાંબાપિત્તળનાં વાસણ પણ વખણાય છે. પુનામાં સુતરાઉ અને રેશમી કાપડ વણવાની મીલ અને હાથ વણાટ માટે ઘણી સાળો છે. તળે ગામમાં કાચનું કારખાનું છે. ખંડાલા પાસે

શેતરંજીનું કારખાનું ચાલે છે. આ ઉપરાંત કાગળ અને ખાંડ બનાવવાનું કારખાનું છે. રવિવર્મા નામે પ્રખ્યાત ચિત્રકારની ચિત્રશાળા ત્યાં છે.

**પુના:**—તે મુખ્ય શહેર અને મધ્ય વિભાગની રાજધાની દરીઆની સપાટીથી ૧૮૫૦ ઉંચું છે. તેથી ત્યાંની હવા સારી છે; તેથી ગવર્નર સાહેબ ચોમાસામાં ત્યાં રહે છે. પેશ્વાના વખતમાં તે રાજધાનીનું શહેર હતું. ઉંચી કેળવણી માટે અહીંઆં જુદી જુદી હાઈસ્કુલો તથા ઘણી કોલેજો છે. પાર્વતી ડુંગર, ગવર્નર સાહેબનો મહેલ તથા બીજાં જુનાં એૈતિહાસિક સ્થળો જોવા લાયક છે.

**ખડકી:**—પુનાની પાસે ચાર ગાઉ પર આવેલું ગામ છે. અહીંઆં ૧૮૧૭ માં પેશ્વા અને અંગ્રેજો વચ્ચે લડાઈ થઈ હતી. હાલમાં ત્યાં લશ્કરી છાવણી છે.

**લોણાવલા:**—સહ્યાદ્રિના ભોરઘાટ પર હવા ખાવાનું સ્થળ છે, અહીંથી છએક માઇલ દૂર કાર્લીની પ્રસિદ્ધ બૌદ્ધધર્મની પર્વતમાં કોરી કાઢેલી ગુફાઓ જોવા લાયક છે. લોણાવલા પાસે બંધ બાંધી ત્રણ સરોવરમાં પાણી રોકવામાં આવ્યું છે. તે ટાંકીઓ સમુદ્રની સપાટીથી ૧૭૨૫ ફુટ ઉંચી છે. પછી નળવાટે તેને લઈ જઈ **ખોપોલીના** કારખાનામાં પાણીના જોસથી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે. તે વીજળી વડે ત્યાંથી ૪૩ માઇલ દૂર મુંબઈ શહેરની ઘણી મીલો ચાલે છે. તે હિંદમાં નહિ પણ દુનીઆમાં મોટામાં મોટું કારખાનું છે. **ખંડાળા**—હવા ખાવાની જગા છે.

---

## સોલાપુર જિલ્લો.

---

**સીમા**—ઉત્તરે અહમદનગર જિલ્લો અને નિઝામનું રાજ્ય; પૂર્વે નિઝામનું રાજ્ય અને અકલકોટનાં રાજ્યો છે; દક્ષિણે વિજાપુર જિલ્લો અને આૅાંધ અને જતનાં સંસ્થાન; પશ્ચિમે ફલટણનાં રાજ્ય, અને પુના તથા સતારા જિલ્લા આવેલા છે.

**કુદરતી રચના:**—તેની પશ્ચિમ તેમજ ઉત્તર અને પૂર્વના કેટલાક ભાગમાં ડુંગરો આવેલા છે. તે સિવાય બાકીના ભાગની જમીન સપાટ છે. તેમાં મુખ્ય નદી ભીમા સહ્યાદ્રિના ભીમા શંકર શિખરમાંથી નીકળેછે; અને નીરા, સીના વગેરે ઘણી નદીઓ તેની શાખાઓ છે.

**આબોહવા:**—માર્ચથી મે મહિના સિવાય બધા વખતમાં હવા ખુશકારક અને તંદુરસ્ત છે. ઉનાળામાં તાપ વિશેષ પડે છે. અને ઘામ પુષ્કળ થાય છે; પણ રાત્રે ઠંડક લાગે છે. શિઆળામાં હવા સારી લાગે છે. વરસાદ થોડો પડે છે. સરેરાસ ૨૫ ઇંચ પડે છે. બાર્સીમાં ડુંગર હોવાથી ૨૯ ઇંચ વરસાદ પડે છે.

**જમીન:**—નદીના કિનારા પાસે કાળી જમીન છે. ઉંચા ભાગનું જમીનતળ છાછરૂં છે, તેથી ત્યાં ઘાસ થાય છે અને બીડને માટે તે કામમાં આવે છે. ખીણની સારી જમીનમાં ખેતી થાય છે. વરસાદ ઠીક પડે છે, ત્યારે પાક સારો ઉતરે છે.

**પાક:**—આ જિલ્લામાં વધારેમાં વધારે જુવાર થાય છે. પછી બાજરી, કપાસ, મગફળી, ચણા અને તુવેર થાય છે. ઉંચી જમીનમાં કસ નહિ હોવાથી ઝાડ થોડાં ઊગે છે.

**ધંધો:**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. ઉદ્યોગનાં મુખ્ય સ્થળ સોલાપુર અને બાર્સી છે. તે રૂ અને સુતરને માટે જાણીતાં છે. સોલાપુર આખા ઈલાકામાં ત્રીજા નંબરનું ઉદ્યોગનું સ્થળ છે. તેનો મિલઉદ્યોગ પ્રખ્યાત થયો છે. કોઈ કોઈ ઠેકાણે કપાસ લોઢવાનાં તથા રૂની ગાંસડી બાંધવાના સંચા છે. હાથવણાટનું કામ પણ ઠીક થાય છે.

**સોલાપુર:**—જિલ્લાનું મુખ્ય શહેર દરીઆ કિનારેથી ૧૮૦૦ ફુટ ઉંચું છે. મધ્ય વિભાગમાં પુનાથી બીજા નંબરનું આ શહેર છે. અહીં જૈન લોકોનાં દહેરાં જોવા લાયક છે. બ્રાહ્મણીવંશના સ્થાપનાર હસનગંગુએ બંધાવેલો કિલ્લો જોવા જેવો છે. સુતરાઉ કાપડ વણવાની સાત મીલો છે. શહેર પાસેના તળાવમાંથી નહેરો ખોદી ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવે છે.

**પંઢરપુરઃ**—ભીમા નદી પર પંઢરી વિઠોબાની જાત્રાનું ધામ છે. તુકારામ, નામદેવ વગેરે સંત પુરુષો અહીંઆં રહ્યા હતા, તેથી તે વધારે પવિત્ર ગણાય છે. અહીંઆં કાર્તકી, ચૈત્રી, અને અષાઢી એકાદશીએ મોટો મેળો ભરાય છે.

**બાર્સીઃ**—તે તાલુકાનું મુખ્ય શહેર છે. કપાસ અને તેલી બીઆંના વેપારના મથક તરીકે જાણીતું છે.

---

## સતારા જિલ્લો

---

**સીમાઃ**—ઉત્તરે ભોર અને ફલટણના રાજ્યો અને નીરા નદી છે. તે પુનાને સતારાથી જુદો પાડે છે. પૂર્વમાં સોલાપુર જિલ્લો, ઔંધ અને જતનાં રાજ્યો છે. દક્ષિણે વાર્ણા નદી છે. તે સતારાને કોલ્હાપુર અને સાંગલી સંસ્થાનથી જુદો પાડે છે. પશ્ચિમે કોલાબા અને રત્નાગિરિ જિલ્લાઓ આવેલા છે.

**કુદરતી રચનાઃ**—વાયવ્ય ખુણામાંનું મહાબળેશ્વરનું શિખર ૫,૦૪૦ ઉંચું આવેલું છે. સહ્યાદ્રિ પર્વતની મુખ્ય હાર દક્ષિણમાં ૬૦ માઇલ સુધી આવેલી છે. બીજી મહાદેવ ડુંગરની હાર છે. આ ડુંગરોનાં શિખરો જિલ્લામાં છુટાંછવાયાં આવેલાં છે, અને તેથી જે ખીણો થઈ છે તેમાંથી વહેળાઓ નીકળે છે તેની કૃષ્ણા નદી બની છે. પૂર્વ અને મધ્યનો ભાગ રસાળ છે. પશ્ચિમ અને ઉત્તરનો ભાગ પહાડી છે.

આ જિલ્લામાં બે મુખ્ય નદીઓ છે. ભીમા અને કૃષ્ણા. કૃષ્ણાને છ નદીઓ મળે છે. તેઓમાં ભીમા, નીરા અને સીના મુખ્ય છે.

**આબોહવાઃ**—પૂર્વ ભાગમાં ગરમી વિશેષ લાગે છે, પણ ઘાટ આગળ દરીઆઈ પવનને લીધે હવા માફકસર હોય છે. શિઆળામાં ગરમી ૫૮° અને ઉનાળામાં ૧૦૦° હોય છે.

વાઇમાં વરસાદ ૩૦ ઈંચ પડે છે, સતારામાં ૪૦ ઈંચ અને પશ્ચિમઘાટનાં શિખર પર ૧૫૦ ઈંચ પડે છે. સપાટ મેદાનમાં ૨૫ ઈંચ પડે છે.

**જમીનઃ**—નદીના કિનારાના પ્રદેશમાં કાળી જમીન છે. કૃષ્ણાની ખીણુ ઘણી પહોળી છે અને તે બહુ રસાળ છે. પશ્ચિમઘાટની તળેટીની જમીન ખડકાળ છે. નદીના મૂળ આગળની ખીણુની જમીન ગોરાડુ છે અને તેમાં ડાંગરનું વાવેતર પુષ્કળ થાય છે.

**પાકઃ**—ડુંગરના નીચા પ્રદેશમાં ડાંગરનું વાવેતર થાય છે, અને ઉંચી જગામાં બાજરી થાય છે. આ જિલ્લામાં વધારેમાં વધારે જુવારનો પાક થાય છે. પછી બાજરી, મગફળી, ચણા, ઘઉં અને ડાંગર એ મુખ્ય પાક થાય છે. અહીંનાં જંગલોમાં સુખડનાં ઝાડ ઊગે છે.

**ઉદ્યોગ-ધંધાઃ**—ખેતીનો મુખ્ય ધંધો છે. હાથના વણાટનું કામ ઘણે ઠેકાણે થાય છે. અહીંઆં દીવાસળી અને કાચનાં કારખાનાં છે.

**સતારાઃ**—કૃષ્ણા નદીને કિનારે આવેલું છે અને જિલ્લાનું મુખ્ય શહેર છે. તે દરીઆની સપાટીથી ૨૩૦૦ ફુટ ઉંચું છે, તેથી હવા ઠંડી અને ખુશકારક છે. તે શિવાજીના વંશના રાજાઓની રાજધાનીનું શહેરહતું. ૧૮૪૮માં આ રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. રાજાના વંશજોને જાગીર અને પેન્સન મળે છે. અસલના વખતમાં તેને સત્તર દરવાજા હતા તે ઉપરથી તેનું નામ **સતારા** પડયું છે. તેનો કિલ્લો જોવા લાયક છે.

**મહાબળેશ્વરઃ**—એ પશ્ચિમઘાટનું શિખરછે. તે ઘણું ઉંચું (૫૦૪૦) હોવાથી હવાખાવાનું સ્થળ બન્યું છે. આપણા ઈલાકાના ગવર્નર સાહેબ ઉનાળામાં અહીંઆં રહે છે. દક્ષિણ મરાઠા રેલવેના વડાર સ્ટેશનથી તે ૪૦ માઇલ દૂર છે. પુનાથી પગ રસ્તે તથા મોટરમાં પણ જવાય છે. ઘણા પૈસાદાર લોકો અને અમલદારો ત્યાં ઉનાળામાં હવા ખાવા જાય છે.

**પંચગનીઃ**—એ સહ્યાદ્રિનું શિખર ૪૫૦૦ ફુટ ઉંચુ છે. મહાબળેશ્વરની માફક તે પણ હવાખાવાનું સ્થળ છે. ગોરા લોકોના તથા પૈસાદારના છોકરાઓને ભણાવવા માટે અહીંઆં શાળાઓ છે.

---

# દેશી રાજ્યો

દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં આવેલા જિલ્લા **મધ્યવિભાગમાં** આવેલા છે. તેમાં ગુજરાતની માફક મોટાં દેશીરાજ્યો આવેલાં નથી. તે રાજ્યો નાનાં હોવાથી તેના ઉપર જિલ્લાનો કલેકટર પોલિટિકલ એજન્ટ તરીકે દેખરેખ રાખે છે.

**મેવાસી રાજ્યો**:—નર્મદા અને તાપીની વચમાં ખાનદેશ જિલ્લાના વાયવ્ય ખુણામાં આ રાજ્યો આવેલાં છે. તે ડુંગરાળ અને જંગલવાળો ભાગ હોવાથી લોકોનો આધાર જંગલની પેદાશ ઉપર છે. મહુડાં, મધ, લાખ અને ઇમારતી લાકડાં એ ત્યાંની મુખ્ય પેદાશ છે. લોકો ભીલ જાતના છે. ખાનદેશ જિલ્લાનો કલેકટર તેનો પોલિટિકલ એજન્ટ છે.

**સુરગણા**:—એ ડાંગની દક્ષિણે આવેલું રાજ્ય છે. તે પહાડી અને જંગલનો પ્રદેશ છે. ઇમારતી લાકડાં અને ડાંગર તેની મુખ્ય પેદાશ છે. તેના ઉપર નાશિકના કલેકટર દેખરેખ રાખે છે.

સતારામાં શિવાજીના વંશના રાજા રાજ્ય કરતા હતા. તેમના તાબાના સરદારને નીચે પ્રમાણે જાગીર આપવામાં આવી હતી, તેથી તે **સતારા જાગીર** તરીકે ઓળખાય છે.

**ભોર**:—આ જાગીર પુના જિલ્લામાં આવેલી છે. જાગીરદાર બ્રાહ્મણ છે. તે પંત સચિવના નામથી ઓળખાય છે. તેની જમીન ડુંગરાળ છે. મુખ્ય પાક ડાંગર, તલ અને નાગલી છે. તેના ઉપર પુનાનો કલેકટર પોલિટિકલ એજન્ટ તરીકે દેખરેખ રાખે છે.

**ઔંધ**:—સતારા અને સોલાપુર વચ્ચે આ જાગીર આવેલી છે. જાગીરદાર બ્રાહ્મણ છે. તે પંત પ્રતિનિધિના નામથી ઓળખાય છે. તે પર સતારાનો કલેકટર દેખરેખ રાખે છે.

**ફલટણ**:—આ જાગીર સતારા જિલ્લાની ઉત્તરે આવેલી છે. તેનો રાજા રજપુત છે. તે નિંબાળકરના નામથી ઓળખાય છે. તે

સતારાના કલેકટરની દેખરેખ નીચે છે. ત્યાં પત્થરની સુંદર મૂર્તિઓ કોતરવામાં આવે છે.

**અકલકોટ:**—આ જાગીર સોલાપુર જિલ્લાના અગ્નિ ખુણામાં આવેલી છે. ત્યાંનો રાજા ભોંસલે કુટુંબનો જાતે મરાઠા છે. તેના ઉપર સોલાપુરના કલેકટર દેખરેખ રાખે છે.

---

## કર્ણાટક

---

### સામાન્ય વર્ણન.

કર્ણાટકમાં બેલગામ, વિજાપુર, ધારવાડ અને કાનડા જિલ્લાઓ આવેલા છે. તે ઉપરાંત કોલ્હાપુરનું મોટું રાજ્ય તેમાં છે. પશ્ચિમઘાટની તળેટીમાં ઘાડાં જંગલો આવેલાં છે, તેથી તેની પૂર્વ બાજુના જિલ્લાઓમાં ઉત્તરના મેદાન કરતાં વધારે અને નિયમિત રીતે વરસાદ વરસે છે. કાનડા જિલ્લાનો ઉત્તર ભાગ ઘણે ઠેકાણે જંગલોથી ભરપુર છે. વિજાપુર જિલ્લા સિવાય આખા કર્ણાટક પ્રાંતમાં જંગલો છે, અને ભરપુર પાણીને લીધે સારાં ખેડાએલાં ખેતરો જોવામાં આવે છે. પશ્ચિમઘાટમાં જ્યાં પુષ્કળ વરસાદ પડે છે ત્યાં ડાંગર થાય છે. સપાટ પ્રદેશમાં જ્યાં માફકસર વરસાદ આવે છે ત્યાં ઘઉં, જુવાર અને કપાસનો પાક થાય છે. પશ્ચિમઘાટની હાર કર્ણાટકમાં વધારે તુટેલી છે; તેથી કેટલીક નદીઓ પૂર્વમાં વહેવાને બદલે પશ્ચિમમાં વળેલી છે.

**કુદરતી રચના:**—આ ભાગમાં દરીઆ અને પર્વત વચ્ચેની પટી સાંકડી થાય છે. પશ્ચિમના જિલ્લાઓની જમીન ડુંગરાળ છે, પણ પૂર્વનો ભાગ સપાટ મેદાન છે. ત્યાંની જમીન કાળી અને રસાળ છે.

પશ્ચિમઘાટમાંથી ભીમા અને કૃષ્ણા બે મોટી નદીઓ નીકળે છે. વિજાપુર જિલ્લામાં ડ્રોણ; ઘટપ્રભા અને મલપ્રભા બેલગામ જિલ્લામાં; અને તુંગભદ્રા ધારવાડ જિલ્લામાં વહે છે. પશ્ચિમ તરફ

વહેતી નદીઓ નાની અને જોશબંધ વહેનારી છે. તેમાં શિરાવતી મુખ્ય છે. તેના પાણીથી થતો ગેરસપ્પાનો ધોધ તેમજ બેલગામનો ગોકાકનો ધોધ જોવા લાયક છે.

**આબોહવાઃ**—અરબી સમુદ્રમાંથી વાતા ભેજવાળા ચોમાસાના પવનો પ્રથમ કાનડા આગળ વરસાદ લાવે છે; પછી ધીમે ધીમે ગુજરાત તરફ વરસાદ વરસે છે. જેમ જેમ ઉત્તર તરફ જઈએ તેમ તેમ દક્ષિણ કરતાં ઓછો વરસાદ આવે છે. છેક દક્ષિણે ભટકળમાં ૧૫૦ ઈંચ વરસાદ આવે છે.રત્નાગિરિ જે ભટકળથી ઉત્તરમાં ૨૦૦ માઇલ દૂર આવેલું છે, ત્યાં ૯૬ ઈંચ વરસાદ પડે છે. તેનાથી અલિબાગ ૧૦૦ માઇલ ઉપર છે ત્યાં ૮૬ ઇંચ, તથા થાણા જિલ્લાના ઉમરગામમાં ૬૨ ઈંચ વરસાદ પડે છે. કિનારાના કરતાં ઘાટ ઉપર કે તેની પાસે આવેલી જગામાં વરસાદ વધારે પડે છે. રત્નાગિરિ ૯૬", અલિબાગ ૮૬", માહીમમાં ૬૨" ઈંચ પડે છે; ત્યારે તેની નજીકનાં સંગમેશ્વર લોણાવલા, અને ઇગતપુરીમાં અનુક્રમે ૧૪૧, ૧૬૮ અને ૧૩૦ ઈંચ પડે છે. પશ્ચિમઘાટની પશ્ચિમ બાજુએ પુષ્કળ વરસાદ પડે છે, પણ તે ઓળંગીને આગળ જઈએ છીએ તો પૂર્વમાં બહુ ઓછો વરસાદ જોવામાં આવે છે. ચોમાસામાં ઋતુ ખુશકારક અને ઉત્સાહજનક હોય છે. ત્યાં શિઆળો આનંદજનક છે. ઉનાળામાં દરીઆઈ પવનને લીધે તાપ લાગતો નથી.

**પાકઃ**—વિજાપુર અને ધારવાડની કાળી જમીનમાં ઘઉં, કપાસ અને જુવાર સારાં થાય છે. ડુંગરા આગળની જમીનમાં બંટી વગેરે હલકું અનાજ થાય છે. વાયવ્ય ભાગની ખીણોની ગોરાડુ જમીનમાં ડાંગર પકવવામાં આવે છે. નદીઓના તટમાં ઉનાળામાં ડાંગર થાય છે. બેલગામ અને ધારવાડની જમીન મોટે ભાગે રસાળ છે. કાનડાના ડુંગરના ભાગમાં મશાલાનું વાવેતર થાય છે. દરીઆકિનારા પર નાળિએરી, કેળ અને સોપારીનાં ઝાડ હોય છે.

**ઉદ્યોગઃ**—મુખ્ય ધંધો ખેતીનો છે. તે ઉપરાંત કાથાનાં દોરડાં

બનાવવાનો, સાદડી ગૂંથવાનો, કાચની બંગડી અને ધાબળીઓ બનાવવાનો ઉદ્યોગ ત્યાં ચાલે છે. રત્નાગિરિ અને કાનડામાં કચકડા અને શીંગડાંની સુંદર વસ્તુઓ બનાવવામાં આવે છે. કિનારા પાસેના લોકો માછલાં પકડી બહાર ગામ મોકલે છે.

આ પ્રાંતમાં મુંબઈ અને કરાંચી જેવું સારામાં સારૂં બંદર **કારવારનું** છે. **વિજયદુર્ગ** અને **આમ્રગોવા** સારાં બંદર છે. **અલિબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, અંકોલા, કુમટા** અને **હોનાવર** બીજાં બંદરો છે.

**રાજ્યવહીવટઃ**—વિજાપુર, બેલગામ, ધારવાડ, કાનડા એ ચાર જિલ્લા કર્ણાટકમાં આવેલા છે; પણ કોંકણ પ્રદેશના રત્નાગિરિ અને કોલાબા જિલ્લા સાથે લઈને તેને **દક્ષિણ વિભાગ** ગણ્યો છે. તેનો રાજ્યવહીવટ દક્ષિણ વિભાગના કમિશ્નર કરે છે. તેનું સદર સ્ટેશન **બેલગામ** છે.

---

## બેલગામ જિલ્લો

---

**સીમાઃ**—ઉત્તરે મીરજ અને જતનાં રાજ્યો; ઈશાનમાં વિજાપુર જિલ્લો; પૂર્વમાં જમખિંડી, મુધોળ અને કોલ્હાપુર; દક્ષિણે ધારવાડ જિલ્લો, ઉત્તર કાનડા અને ગોવાનું રાજ્ય છે; પશ્ચિમે સાવંતવાડી અને કોલ્હાપુરનાં રાજ્યો છે. આ જિલ્લાની હદમાં દેશી રાજ્યો ભેળસેળ થએલાં છે.

**કુદરતી રચનાઃ**—આ જિલ્લાની જમીન સપાટ મેદાનની છે. કોઈ કોઈ ઠેકાણે નાના ટેકરાની હાર જોવામાં આવે છે. તેનો દક્ષિણ અને પશ્ચિમનો ભાગ ઉંચામાં ઉંચો છે. ઉત્તર અને પૂર્વનો ભાગ ખુલ્લો સપાટ હોવાથી ત્યાં ખેતી સારી થાય છે; પણ દક્ષિણ ભાગમાં ડુંગરો અને કેટલીક જગાએ ઘાડાં જંગલો છે. ઉત્તરમાં **કૃષ્ણા** વહે છે. **ઘટપ્રભા** મધ્યમાં અને **મળપ્રભા** દક્ષિણમાં વહે છે.

**આબોહવાઃ**—ત્યાં તાપ ઘણો ઓછો પડે છે. તે દરીઆની સપાટીથી ઉંચો છે અને દરીઆની લહેરો આવવાથી ત્યાંની હવા ખુશકારક અને તંદુરસ્ત છે. બેલગામ શહેરમાં ૫૦" વરસાદ પડે છે, પણ પૂર્વના ભાગમાં ૨૫" છે.

**જમીનઃ**—મુખ્યત્વે બે જાતની છે. (૧) ગોરાડુ, અને (૨) કાળી. ગોરાડુ જમીન પશ્ચિમે માલમ પડે છે. ઘણોખરો સપાટ ભાગ કાળી જમીનનો છે. પૂર્વ બાજુએ ગોકાકની પૂર્વમાં તે ઘણી રસાળ છે.

**પાકઃ**—વધારેમાં વધારે જુવાર થાય છે. પછી કપાસ બાજરી, ઘઉં, ડાંગર અને તુવેરનો પાક આવે છે. જંગલમાંથી ઈમારતી લાકડું, સુખડ, હરડ, બળતણ, વાંસ અને ઘાસચારો મળે છે. જંગલ-ની આવક સારી છે.

**ઉદ્યોગધંધોઃ**—ખેતી ઉપરાંત હાણુવણાટનો મોટો ધંધો ત્યાં ચાલે છે. રંગાટી અને ચામડાં કમાવવાનું કામ જિલ્લામાં બધે ચાલે છે. બેલગામમાં સોનું, રૂપું, તાંબુ તથા પિત્તળ ઉપર નકશી કામ સારૂં થાય છે. લાખની વસ્તુઓ અને બંગડીઓ પણ થાય છે.

**વસ્તી, ભાષાઃ**—(૯,૫૨,૯૯૬) તેમાં હિંદુ એટલે લિંગાયત બ્રાહ્મણની વસ્તી વિશેષ છે. મરાઠી અને કાનડી બંને લોકભાષા છે; પણ કાનડી ઘણા લોકો બોલે છે.

**બેલગામઃ**—જિલ્લાનું અને વિભાગનું મુખ્ય શહેર છે. ત્યાં લશ્કરી છાવણી છે. તે સમુદ્રની સપાટીથી ૨૫૦૦ ફુટ ઉંચું આવેલું છે, તેથી ત્યાંની હવા ઠંડી છે. તેનું મૂળ નામ વેણુગ્રામ (વેણુ=વાંસ) છે; કારણકે ત્યાં વાંસ પુષ્કળ થાય છે.

**ગોકાકઃ**—એ ઘટપ્રભાને કિનારે આવેલું છે. તેની પાસેનો ધોધ જોવા લાયક છે. તેનું પાણી ૧૭૬ ફુટની ઉંચાઈથી પડે છે. તેમાંથી વિજળી ઉત્પન્ન કરી પાસેની કાપડ વણવાની મીલ ચલાવ-વામાં આવે છે. અહીંનાં રમકડાં વખણાય છે; માણસ, દેવ, ફળ અને શાકના જુદા જુદા આબેહુબ નમુના થાય છે.

**અથણી:**—અહીંથી ધાબળા અને સુરોખાર બહાર ગામ મોકલવામાં આવે છે કિનારા પરની પેદાશ ડાંગર, નાળિએર અને માછલાં છે.

---

# વિજાપુર.

---

**સીમા:**—ઉત્તરે ભીમા નદી વહે છે, તેનાથી શોલાપુર જિલ્લો અને અકલકોટનું રાજ્ય જુદું પડે છે. પૂર્વ અને અગ્નિખુણામાં–નિજામનું રાજ્ય છે. દક્ષિણે–મલપ્રભા નદી તેને ધારવાડ જિલ્લાથી જુદો પાડે છે. પશ્ચિમમાં–મુધોળ, જામ ખિંડી અને જતનાં રાજ્યો આવેલાં છે.

**કુદરતી રચના:**—ઉત્તરનો ભાગ વેરાન અને ઉચ્ચ પ્રદેશ છે. ત્યાંની ખીણમાં મુખ્યત્વે ખેતી થાય છે. બાજરી અને જુવાર ત્યાંનો મુખ્ય પાક છે. મધ્યનો ડ્રોણ નદીનો ખીણનો ભાગ રસાળ છે. તેમાં ઘઉં, કપાસ, અળસી અને જુવાર થાય છે. સપાટ ભાગમાં કાળી ફળદ્રુપ જમીન છે. દક્ષિણમાં કૃષ્ણાના કાંપથી બનેલો ભાગ રસાળ છે. તેમાં ઘઉં, જુવાર અને કપાસ થાય છે. તેમાં ભીમા, ડ્રોણ, કૃષ્ણા, ઘટપ્રભા અને મલપ્રભા મોટી નદીઓ છે ને તેમાં બારે માસ પાણી રહે છે.

**આબોહવા:**—બદામીમાં ટુંકી ઝાડી હોવાથી હવા સારી નથી; પણ બીજા બધા ભાગની હવા સુકી અને તંદુરસ્ત છે. ઉનાળામાં વધારે તાપ (૧૦૦°) લાગે છે. વરસાદ થોડો પડે છે.

**પાક:**—અહીં વધારેમાં વધારે જુવાર થાય છે. પછી કપાસ, ઘઉં, બાજરી, અળસી અને ચણાનો પાક આવે છે. જમીન ખડકવાળી હોવાથી જંગલમાં ઝાડી થોડી અને ટુંકી થાય છે.

**ધંધો:**—મુખ્ય ધંધો કપાસ લોઢવાનો અને રૂની ગાંસડી બાંધવાનો છે. તે ઉપરાંત વણાટકામ અને ખાણમાંથી પત્થર કાઢવાનો ધંધો ચાલે છે. સાલ્લા તથા સાડીઓ વણવાનો ઉદ્યોગ મોટો છે,

તેમ ગામઠી કાપડ અને ધાબળાઓ પણ થાય છે. તાંબાપિત્તળનાં વાસણ પણ ત્યાં બનાવવામાં આવે છે.

**વિજાપુરઃ**—જિલ્લાનું મુખ્ય શહેર, દરીઆની સપાટીથી લગભગ બે હજાર ફુટ ઉંચાઇએ આવેલું છે. જો કે તે દરીઆથી દૂર છે, તોપણ ત્યાં ઉનાળામાં ગરમી લાગતી નથી. બ્રાહ્મણીવંશના આદિલશાહી પાદશાહના વખતમાં તે રાજધાનીનું શહેર હતું. ત્યાં જુનાં મકાનો જોવા લાયક છે. જેવાં કે ગોળ ઘુમટ, મસજીદો, મહેલ વગેરે. સુલતાન મહમદ પાદશાહની કબર પરના રોઝા ઉપર ચણાવેલા ઘુમટનો વ્યાસ ૧૨૪ ફુટ છે. તેની ઉંચાઈ ૧૯૮ ફુટ અને જાડાઈ ૧૦ ફુટ છે. ત્યાંની મલિકે મેદાન નામની ૨૮ ઇંચ વ્યાસની તોપ જોવા લાયક છે. અહીં શેતરંજી અને દેશી જોડા સારા બને છે.

---

## ધારવાડ જિલ્લો.

---

**સીમાઃ**—ઉત્તરે બેલગામ અને વિજાપુરના જિલ્લા છે; પૂર્વમાં નિજામનું રાજ્ય અને તુંગભદ્રા નદી અને તેની પેલી પાર મદ્રાસ ઇલાકાનો બેલારી જિલ્લો છે; દક્ષિણે મ્હૈસુરનું રાજ્ય અને પશ્ચિમમાં ઉત્તર કાનડાનો જિલ્લો છે.

**કુદરતી રચનાઃ**—પશ્ચિમના જંગલોવાળા ડુંગરાળ પ્રદેશમાં વરસાદની તાણ ભાગ્યેજ પડે છે. તેમાં ચોખા, બાવટો અને જુવાર થાય છે. ઉત્તરનો ભાગ સપાટ મેદાન છે; તેમાં દુકાળનો ભય વિશેષ રહે છે. વરસાદ સારો પડે છે ત્યારે તેમાં જુવાર, કપાસ, ઘઉં અને તેલીબીઆં થાય છે. મધ્યના ભાગની જમીન કસદાર ગોરાડુ છે; જ્યારે વરસાદ વિશેષ હોય છે ત્યારે તેમાં ડાંગર થાય છે.

**આબોહવાઃ**—પૂર્વના વેરાન મેદાન અને પશ્ચિમના જંગલો વચ્ચે ભેજવાળી હવા છે. ઉચ્ચ પ્રદેશમાં હવા ખુશકારક અને તંદુરસ્ત છે. છેક પશ્ચિમ તરફ શિઆળામાં રોગી હવા હોય છે.




પૂર્વમાં હવા ઘણું કરીને સૂકી અને ખુશનુમા હોય છે. આ જિલ્લામા ચોમાસું જુનથી ડિસેમ્બર સુધી ચાલે છે અને વરસાદ સારો પડે છે.

**પાકઃ**—આ જિલ્લામાં જુવાર અને કપાસ વિશેષ થાય છે. ત્યાંની કાળી જમીનમાં કપાસનું વાવેતર ઘણું થાય છે. ઘઉં, ડાંગર, બંટી અને ચણા પણ થાય છે. સુખડનાં ઝાડ ત્યાં બહુ થાય છે.

**ઉદ્યોગ ધંધોઃ**—સુતરાઉ અને રેશમી કાપડનો ધંધો ઘણા ગામમાં ચાલે છે. ઝીણાં સુંદર કપડાં પણ થાય છે. વળી સરસ શેતરંજી થાય છે. ધારવાડ શહેરમાં કાચની બંગડીઓ થાય છે. હાથવણાટનું કામ ઘણે ઠેકાણે થાય છે. સુતરાઉ કાપડ વણવાની અને સુતરની બે મિલો છે. રૂ એ મુખ્ય નિકાસની વસ્તુ છે.

**ધારવાડઃ**—એ જિલ્લાનું મુખ્ય શહેર છે. તે રૂના વેપારનું મોટું મથક છે. **ધારરાવ** નામના સરદારે બંધાવેલો જુના વખતનો કિલ્લો જોવા લાયક છે. તે ઉપરથી શહેરનું નામ **ધારવાડ** પડેલું છે. તેમાં ઉંચા શિક્ષણ માટે કૉલેજ છે. આ શહેરના કેદખાનામાં શેતરંજી અને નેતરની ખુરશીઓ થાય છે.

**હુબલીઃ**—આ જિલ્લાનું મોટું શહેર અને વેપારનું મુખ્ય મથક છે. તેમાં સુતરાઉ કાપડ વણવાની બે મિલો છે. અહીં રેશમી કાપડ, તાંબાના વાસણ, અનાજ, મીઠું વગેરેનો વેપાર ધમધોકાર ચાલે છે. તે રેલવેનું જંકશન છે અને ત્યાં લશ્કરી છાવણી છે.

---

## કાનડા જિલ્લો.

---

**સીમાઃ**—ઉત્તરે બેલગામ જિલ્લો, પૂર્વમાં ધારવાડ અને મહૈસુરનું રાજ્ય, દક્ષિણે દક્ષિણ કાનડા, પશ્ચિમે અરબી સમુદ્ર અને વાયવ્ય ખુણામાં ગોવાનું રાજ્ય આવેલું છે.

**કુદરતી રચનાઃ**—તેમાં બે જાતની જુદી જુદી જમીન છે. એક પશ્ચિમ ઘાટના ઉચ્ચ પ્રદેશની, અને બીજી નીચાણના પ્રદેશની જમીન છે.

કિનારા પરના પ્રદેશનું સાંકડું પાંચથી દસ માઇલ પહોળું સપાટ મેદાન છે. તેમાં ડાંગર અને નાળિએર પુષ્કળ થાય. જેમ જેમ પશ્ચિમઘાટ તરફ જઇએ છીએ તેમ ઘીચ જંગલોથી છવાએલા ડુંગરો અને ખીણો આવે છે. ઘાટ પાસેના ઉચ્ચ પ્રદેશમાં ઘણુંખરાં જંગલો છે. દક્ષિણના ભાગમાં તેજાનાના ઘણા બગીચા છે. પૂર્વના ભાગમાં વાવેતર વધારે માલમ પડે છે.

તુંગભદ્રાની શાખા વર્ધા પૂર્વ બાજુએ વહે છે. પશ્ચિમ તરફ વહેનારી નદીમાં ઉત્તરમાં કાલિંદી અને દક્ષિણમાં શિરાવતી છે. શિરાવતી નદીનું પાણી ૮૩૦ ફુટ ઉંચી ટેકરી પરથી પડે છે તેથી **ગેરસપ્પાનો** ધોધ બને છે.

**આબોહવાઃ**—કિનારા પરની હવા ભેજવાળી છે પણ એકંદરે તંદુરસ્ત છે. પણ જંગલના ભાગમાં પાણી ભરાઇ રહેવાથી ટાઢીઆ તાવનો રોગ ચાલે છે. આ જિલ્લામાં દરીઆના ઠંડા પવનને લીધે ઉનાળામાં તાપ લાગતો નથી. વરસાદ નિયમિત અને પુષ્કળ પડે છે. કિનારા પરના દક્ષિણના પ્રદેશમાં વરસાદ અતિશય પડે છે. ભટકળમાં ૧૫૬ ઇંચ અને પશ્ચિમઘાટનાં શિખરો પર ૩૦૦ ઇંચ વરસાદ પડે છે, અને પૂર્વમાં કેટલીક જગાએ ૫૬ ઇંચ પડે છે.

**જમીનઃ**—કિનારા પર રેતાળ મેદાનમાં, નદીના ભાઠા અને ખીણોમાં ખેતી થાય છે. રેતાળ જમીનમાં નાળિએરનાં અને કાથાનાં ઝાડ પુષ્કળ ઊગે છે.

**પાકઃ**—વધારેમાં વધારે ચોખાનો પાક છે. પછી નાળિએર, શેરડી, બંટી, ચણા અને આ મગફળીનો પાક આવે છે. આ ઉપરાંત તેજાનો (મરી), શેરડી તથા ફળફળાદિ પુષ્કળ થાય છે. ત્યાં જંગલો ઘણાં છે, અને ઇમારતી લાકડું ઘણું વેચવામાં આવે છે.

**ધંધાઃ**—જંગલની પેદાશ ઉપરાંત મુખ્ય ધંધો માછલાં પકડવાનો છે. કુમટાસ ને સીરસ્ત તાલુકામાં સુખડનું કારીગરીનું કામ

ઉમદા જાતનું થાય છે. કેટલાક માણસો કાથો બનાવે છે. સોપારી, ઈમારતી લાકડું અને તેજાનો બહાર ગામ જાય છે.

**કારવારઃ**—એ જિલ્લાનું મુખ્ય શહેર છે. વળી તે સારૂં બંદર છે. કારણ કે ત્યાં તેના બારામાં વહાણો સહિસલામત રહી શકે છે. તે ઈલાકાનું ત્રીજા નંબરનું બંદર છે. ઈસ્ટ ઈંડિઆ કંપનિના વખતમાં અહીંથી તેજાનો યુરોપ જતો હતો.

**ગોકર્ણઃ**—હિંદુઓનું જાત્રાનું ધામ છે. ત્યાં દ્રાવિડ ઢબનું શિવનું દેવાલય છે. શિવે રાવણને આપેલું લિંગ આ દહેરામાં છે.

---

## દેશી રાજ્યો

---

કર્ણાટકમાં મોટું રાજ્ય કોલ્હાપુરનું છે. શિવાજી મહારાજના વંશની મોટી શાખા સતારામાં રાજ્ય કરતી હતી, અને નાની શાખાના વંશના રાજાઓ અહીંઆં રાજ્ય કરે છે. તેની પશ્ચિમમાં પશ્ચિમઘાટના ડુંગરો ઉપર ઘાડાં જંગલો છે. તેમાં સાગ પુષ્કળ થાય છે. પૂર્વ ભાગની જમીન રસાળ છે. તેમાં ડાંગર, જુવાર અને શેરડી મુખ્ય પાક થાય છે. સુતર તથા ઊનનાં જાડાં કપડાં તથા માટીનાં વાસણ અહીં થાય છે. તેની રાજધાની કોલ્હાપુર છે. ત્યાં રાજાને સલાહ આપવા સારૂ રેસિડેન્ટ રહે છે. તેમાં સુતરાઉ કાપડની એક મિલ છે. તથા મહાલક્ષ્મીનું મોટું પ્રાચીન મંદિર છે.

---

## દક્ષિણ મરાઠા જાગીર

---

સાંગલી, મીરજ—વડી શાખા અને નાની શાખા, કુરૂંદવાડ—વડી-શાખા અને નાની શાખા, અને જમખીંડી એ છ રાજ્યો દક્ષિણ મરાઠા જાગીર તરીકે ઓળખાય છે. કોલ્હાપુરનો રેસિડેન્ટ તેમના પોલીટીકલ એજન્ટ તરીકે કામ કરે છે. આ છ જાગીર પટવર્ધન

નામના બ્રાહ્મણના વંશમાં છે. સૌથી મોટું રાજ્ય **સાંગલીનું** છે. તેમાં સારંગી, તંબુરા વગેરે વાજિંત્રો થાય છે. ઉંચા શિક્ષણ માટે ત્યાં એક કોલેજ છે. આ છ રાજ્યો ઉપરાંત બીજાં બે રાજ્યો છે. **મુધોળ** અને **રામદુર્ગ**. મુધોળની જાગીર ભોંસલે વંશના મરાઠા રાજ્યકર્તા ઘોરપડેના તાબામાં છે. રામદુર્ગની જાગીરદાર ભાવે વંશનો બ્રાહ્મણ છે.

---

## બીજાં રાજ્યો

---

**જત અને ડફ્લાપુરઃ**—આ બે જાગીર એક રાજ્યકર્તાના હાથમાં છે. આ રાજ્યો ઉપર વિજાપુરનો કલેકટર પોલીટિકલ એજન્ટ તરીકે દેખરેખ રાખે છે.

**સાવનુરઃ**—નાનું મુસાલમાની રાજ્ય ધારવાડ જિલ્લામાં આવેલું છે. ધારવાડનો કલેકટર તેનો પોલીટિકલ એજંટ છે.

---

## સ્વતંત્ર-રાજ્ય-ફિરંગીનું

---

કાનડા અને રત્નાગિરિ જિલ્લા વચ્ચે આ રાજ્ય આવેલું છે. આજથી ત્રણસેં વર્ષ ઉપર પોર્ટુગલમાંથી ફીરંગી લોક વેપાર કરવા આવ્યા હતા. તેમણે થોડા વખતમાં હિંદના પશ્ચિમ કિનારા પરનો ઘણો મુલક વેપાર માટે તાબે કર્યો હતો. હાલમાં તેમનું રાજ્ય ગોવામાં છે. તેની ભૂમિરચના કોંકણના પ્રદેશ જેવી છે. તેમાં મુખ્ય પેદાશ ડાંગર, નાળિએર, સોપારી અને મીઠું છે. તેમાં રેલ્વે આવેલી છે અને તે માર્મેગાંવ સુધી જાય છે.

**ગોવા.**:—હિંદના ફિરંગી સંસ્થાનની રાજધાની છે. ફીરંગી ગવર્નર જનરલ અહીં રહે છે. જુનું ગોવા તેનાથી પાંચ છ માઇલ દૂર છે. ગોવા બંદર છે. તેનું જુનું નામ **પંજીમ** છે.

---

# મુંબઈ

મુંબઈ એ ઈલાકાની રાજધાનીનું શહેર છે. તેનું નામ **મુંબાદેવી** ઉપરથી પડયું છે. તે એક બેટ ઉપર આવેલું છે. તેની અને સાષ્ટિ બેટ વચ્ચે ખાડી આવેલી છે તે ઉપર પૂલ બાંધીને ત્યાં રેલ્વે લઈ જવામાં આવી છે. તેનો વિસ્તાર ૨૪ ચો. મા. છે. તેમાં ૧૨ લાખ માણસની વસ્તી છે. તે હિંદુસ્તાનનું ભવ્ય શહેર છે. પશ્ચિમહિંદનાં કરાંચી, કારવાર, અને મુંબઈ એ સારાં બંદરો છે, પણ મુંબઈ એ આખા હિંદમાં પહેલા નંબરનું બંદર છે; કારણ કે વાંકા અખાતને લીધે તેના બારામાં ભરચોમાસામાં કે બીજી કોઈ પણ ઋતુમાં વહાણો અને આગબોટો સહીસલામત રહી શકે છે. બંદરના કિનારા ઉપર ડક્કાની અને ગોદીઓની લાંબી હાર આવેલી છે. બારામાં ઘણી આગબોટો લંગર નાખી પડી રહે છે. આ બંદરનો હિંદુસ્તાનનાં બીજાં શહેરો સાથે તેમજ બીજા દેશો જોડે પણ ધમધોકાર વેપાર ચાલે છે.

ગુજરાત, વરાડ અને દક્ષિણમાં જે કપાસ થાય છે તે ઘણોખરો મુંબઈ આવે છે. ત્યાં તેનું સુતરાઉ કાપડ વણવામાં આવે છે. ત્યાં ૮૧ મિલો છે. ત્યાં ભેજવાળી હવા હોવાને લીધે સુતરનો તાર તૂટયા સિવાય લાંબો થઈ શકે છે.

તેનાં મકાનો સુંદર છે, તેમજ રસ્તા પણ પહોળા અને પાકા છે. ભવ્ય મકાનો તથા શહેરની જાહોજલાલી જોઈ પરદેશી માણસો અચંબો પામે છે. ત્યાં ઉંચા શિક્ષણ માટે મોટી કૉલેજો અને હાઈસ્કૂલો છે. ઉંચી કેળવણી ઉપર દેખરેખ રાખનાર તથા માર્ગદર્શક તરીકે ત્યાં વિદ્યાપીઠ છે. ફક્ત કરાંચી સિવાય યુરોપ જવાઆવવા માટે આના સિવાય પાસેનું એકે બીજું બંદર નથી. બારાની પાસે ઘારાપુરી અને એલિફન્ટ ટાપુ આવેલા છે. તેમાં જુના વખતનાં કોતરી કાઢેલાં દહેરાં તથા બૌદ્ધધર્મની ગુફાઓ છે. શહેરના બચાવ માટે લશ્કર અને મનવારો છે. મુંબઈની હાલની જાહોજલાલી અને તેનો ધમધોકાર વેપાર

તેના સારા બંદરને લીધે તેમજ આસપાસ પ્રદેશોની મધ્યમાં તે આવેલું છે તેને લીધે છે. ત્યાં એપોલો બંદર, ચોપાટી, દીવાદાંડી, સંગ્રહસ્થાન ટંકશાળ, વિકટોરિઆ બાગ, વેધશાળા, વાલકેશ્વર, મ્યુનિસિપલ ઑફિસ, ટાઉન હૉલ વગેરે જોવા લાયક મકાનો છે. શહેરમાં જવા આવવાને માટે વીજળીથી ચાલતી ટ્રામ છે, અને વળી થોડા થોડા વખતે રેલવે ટ્રેઇન ઉપડે છે.

હાલના મુંબઈને ઠેકાણે પહેલાં નાના સાત ટાપુ હતા. કોલાબા, માહિમ, મજગામ અને ઉમરખાડી પહેલાં છૂટા છૂટા બેટ હતા તેમને સાંધી દેવાથી તે દ્વિપકલ્પરૂપે થયો છે. હાલના મુંબઈનો વિસ્તાર આ પ્રમાણે થયો છે. સાષ્ટિ સાથે તે પૂલથી જોડાયો છે, અને સાષ્ટિ વાંદરા સાથે લેડી જમશેદજી પૂલથી જોડાયો છે. પોર્ટુગાલના રાજાએ ઈંગ્લંડના રાજા પહેલા ચાર્લ્સને તેની દીકરી પરણાવી ત્યારે આ બેટ પહેરામણીમાં આપ્યો હતો. તે વખતે ત્યાં માછી લોકો રહેતા હતા. પછી ઇસ્ટ ઈંડિઆ કંપનિએ દસ પૌંડે (૧૦૦ રૂપીએ) ભાડે રાખી તેમાં સુધારો કર્યો. ધીમે ધીમે તે વધારે આબાદ થતો ગયો. દુનિયાના જુદા જુદા ભાગમાંથી અનેક જાતના માણસો ત્યાં વેપાર કરવા આવે છે. મુંબઈ બેટની પશ્ચિમે એક પહોળો અખાત (બેક બે) મલબાર પોઈંટ અને કોલાબાની વચ્ચે આવેલો છે. ત્યાં આગળનો દરીઓ પૂરી જમીન બનાવવા માટે સરકારે કરોડો રૂપીયા ખરચ્યા છે.

મુંબઈ શહેરનો કલેકટર જુદો છે. તેની પાસે મહેસુલ ખાતાં ઉપરાંત જકાતખાતું પણ છે. તેનો ઉપરી કમિશ્નર છે. તે મુંબઈ ઇલાકાના જકાત, અફિણ તથા આબકારી ખાતાનો વહીવટ કરે છે. ન્યાય, પોલિસ અને જકાતખાતા સિવાયનાં બીજાં બધાં ખાતાંનો વહીવટ ત્યાંની મ્યુનિસિપાલિટિ કરે છે. ત્યાં ન્યાયની છેલ્લી કોર્ટ છે. આપણા ઇલાકાના ગવર્નર ડિસેમ્બરથી માર્ચ સુધી મુંબઈમાં રહે છે.

---

## મુંબઈ પરાં વિભાગ.

મુંબઈ શહેર વેપારનું મોટું મથક હોવાથી ત્યાં વસ્તી વધતી જાય છે; પણ બેટની જગ્યા વધી નહિ શકવાથી થાણા જિલ્લાના સાંતાક્રુજ, અંધેરી, ઘાટકોપર જેવાં પરાંમાં લોકો રહે છે. દિવસે તેઓ રેલવેમાં મુંબઈ જાય છે, અને સાંજે પાછા ઘેર આવે છે. તેમની સગવડ ખાતર બી. બી. એન્ડ. સી. આઈ. રેલવે તથા જી. આઈ. પી રેલવે અર્ધા અર્ધા કલાકે ઉપડે છે તથા ટિકિટના દર સોંઘા રાખવામાં આવેલા છે. તેની એક લાઇન **કોલબાથી** ઉત્તરે **માહીમ** સુધી જાય છે, અને બીજી **બોરીબંદરથી શીવ** સુધીની છે. દક્ષિણ સાષ્ટિ તથા કલ્યાણનો કેટલોક ભાગ લઈ મુંબઈ પરાં વિભાગ બનાવવામાં આવ્યો છે.

તેનો એકજ જિલ્લો છે અને તેનો ઉપરી કલેક્ટર છે. તેના બે વિભાગ છેઃ દક્ષિણ સાષ્ટિ અને અંબરનાથ.

**વાંદરાઃ**—મુંબઈથી નવ માઈલ ઉપર આવેલું છે. તે મોટામાં મોટું શહેર છે. ત્યાં માંસને માટે જબરજસ્ત કતલખાનું છે.

**સાંતાક્રુઝઃ**—અહીંઆં મુંબઈ જેવી ઘીચ વસ્તી નહિ હોવાથી ઘણા લોકો અહીં રહે છે.

**કુર્લાઃ**—જી. આઈ. પી. રેલવે પરનું પરૂં છે.

## હિંદુસ્તાન.

### સામાન્ય વર્ણન

તમે મુંબઇ ઇલાકાની ભૂગોળ શીખી ગયા. તેના જેવા ઘણા ભાગ મળવાથી આપણો હિંદુસ્તાન દેશ થાય છે. તે મુંબઇ ઇલાકાથી દસ ગણો અને ઉત્તર વિભાગથી સાઠ ગણો મોટો છે. અસલના

વખતમાં જે આર્ય લોકો આ દેશમાં રહ્યા હતા, તેમને બીજા પરદેશી લોકો હિંદુ કહેવા લાગ્યા. તે ઉપરથી દેશનું નામ હિંદુસ્તાન પડયું. એશિઆખંડના મધ્યમાં તે આવ્યો છે અને દક્ષિણ તરફ સાંકડો થવાથી તેનો આકાર ત્રિકોણ જેવો છે. તેની વચ્ચે વિંધ્ય પર્વત આવવાથી તેના ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ હિંદુસ્તાન એવા બે ભાગ થાય છે. દક્ષિણનો ભાગ દ્વીપકલ્પ જેવો છે.

**સીમાઃ**—ઉત્તરે હિમાલય, કારાકોરમ અને હિંદુકુશ; અને પશ્ચિમે સુલેમાન અને હાલા પર્વતો છે. આવા ઉંચા પર્વતોની હારને લીધે કુદરતી રીતે તેનું રક્ષણ થાય છે. તેની બાકીની બાજુએ સમુદ્ર આવેલો છે.

**વિસ્તારઃ**—તેનો વિસ્તાર લગભગ ૧૮ લાખ ચો. મા. છે, અને વસ્તી ૩૧,૯૦,૦૦,૦૦૦ માણસની છે, એટલે તે આખી દુનિયાની વસ્તીનો $\frac{૧}{૫}$ ભાગ છે.

**કુદરતી રચનાઃ**—તેની ભૂમિ રચના જોતાં તેના ચાર ભાગ થાય છે. (૧) ઉત્તરમાં હિમાલયનો પ્રદેશ, (૨) ગંગા અને સિંધુની ખીણનો મેદાનનો પ્રદેશ, (૩) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ અને (૪) દરીઆ કિનારાનો પ્રદેશ.

**(૧) હિમાલયનો પ્રદેશઃ**—તેમાં ઘણા ઉંચા પર્વતોની હારો અને ઉંડી ખાઈઓ આવેલી છે. તે આખી ઉત્તરની સરહદ પર આવેલો છે. તેની લંબાઈ લગભગ ૧૫૦૦ માઇલ અને પહોળાઈ ૨૦૦ માઈલની છે. હમેશાં બરફથી ઢંકાએલાં તેનાં શિખરો ગગન સાથે મળી જાય છે. તેમાં માનસરોવર છે. તેની પાસે કૈલાસ શિખર છે. સિંધુ, સતલજ, ગંગા અને બ્રહ્મપુત્રા નદીઓ તેમાંથી નીકળે છે. માઉન્ટ એવરેસ્ટ કે ગૌરીશંકર શિખર (૨૯,૧૪૦) દુનિયામાં ઉંચામાં ઉંચું છે.

**(૨) મેદાનનો પ્રદેશઃ**—ગંગા અને સિંધુની ખીણનો પ્રદેશ હિંદના અડધા ભાગમાં આવેલો છે. મોટી નદીઓના વહેણ સાથે ઘસડાઈ આવેલા કાંપનો પ્રદેશ રસાળ થયો છે.

(૩) **દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ:**—આ પ્રદેશ વિંધ્યાચળ પર્વતથી શરૂ થઈ નીલગિરિ સુધી ધીમે ધીમે સાંકડો થતો જાય છે. તેમાં પશ્ચિમઘાટ અને પૂર્વઘાટ છે. તેમાંથી નીકળતી નદીઓનું વહેણ પૂર્વ તરફ છે.

(૪) **દરીઆ કિનારાનો પ્રદેશ:**—સિંધુના મુખથી તે ગંગાના મુખ સુધીનો આ નીચો સાંકડો કિનારાનો ભાગ છે. નદીના વહેણ સાથે પર્વત ઉપરથી ઘસડાઈને આવેલી માટી, રેતી વગેરેને લીધે તે રસાળ થયો છે.

**પર્વતો:**—

**હિમાલય:**—(હિમ=બરફ, આલય=જગા) તેના ઉપર હમેશાં બરફ રહે છે તેથી તેનું એ નામ પડયું છે. **કારાકોરમ** અને **હિંદુકુશ** તેના ફાંટા છે. તે ઉત્તર અને વાયવ્યમાં છે. **સુલેમાન** અને **હાલા** પશ્ચિમે છે. અફઘાનિસ્તાનમાંથી પંજાબમાં આવવાનો રસ્તો **ખૈબરઘાટ** છે. બલુચિસ્તાનમાંથી આવવાનો તેવોજ રસ્તો **બોલનઘાટ** છે.

**શિવાલિક**—ઉત્તર હિંદમાં આવેલા ડુંગરની હાર છે. તેમાં ગીચ જંગલો છે.

**વિંધ્યાચળ:**—તે નર્મદાની ઉત્તરે ૭૦૦ માઈલ લાંબો પડયો છે. તેના અમરકંટક શિખરમાંથી નર્મદા નીકળે છે.

**સાતપુડા:**—તે નર્મદા અને તાપીની ખીણ વચ્ચે આવેલો છે. તે ૬૦૦ માઈલ પૂર્વમાં ફેલાયલો છે.

**અરવલ્લી:**—રજપુતાનામાં છે. તેમાં આબુપર્વતનું શિખર ૫,૬૫૦ ફુટ ઉંચું છે.

**પશ્ચિમઘાટ:**—તે ઉત્તરથી દક્ષિણમાં છેક તાપીથી કન્યાકુમારી ભૂશિર સુધી આવેલો છે. તેમાંથી સાતમાળ અને મહાદેવના ડુંગરો નીકળેલા છે.

**પૂર્વઘાટ:**—તે નીચા અને છુટા ડુંગરોનો સમૂહ છે.

**નીલગિરિઃ**—તે પશ્ચિમઘાટનો ફાંટો છે. તેમાં ઉતાકામંડનું (૭,૦૦૦) હવા ખાવાનું સ્થળ છે.

**પતકોઈઃ**—આસામની ઉત્તરે આવેલો છે.

**સરોવરઃ**—

**વુલર**—કાશ્મિરમાં આવેલું છે. તેની કુદરતી લીલા ઘણી સુંદર છે. **કોલર** મદ્રાસની ઉત્તરે છે. તેમાં ઘણી નદીનું પાણી આવે છે. ઓરિસામાં આવેલું **ચિલકા** ઘણું છાછરૂં સરોવર છે. **સાંભર** રજપુતાનામાં અજમેરથી ઈશાનખુણામાં છે. તેમાંથી હજારો રૂપીઆનું મીઠું પકવવામાં આવે છે.

**નદીઓઃ**—હિંદની ત્રણ ગિરિમાળામાંથી ત્રણ રીતે નદીઓ વહે છે. (૧) હિમાલયમાંની,(૨) વિંધ્યમાંની અને (૩) પશ્ચિમઘાટમાંની.

**(૧) ગંગા**—ગંગોત્રીના હિમક્ષેત્રમાંથી તે નીકળે છે. મૂળ પાસે તે ભાગીરથી કહેવાય છે. પછી તેની બીજી નદીઓ મળે છે. કેદારનાથ આગળ તેને ગંગા કહે છે. હિંદુઓની તે ઘણી પવિત્ર નદી હોવાથી તેના કિનારા પર આવેલાં શહેર જાત્રાનાં ધામ છે. તેને મેઘના, ગોમતી, ગોગ્રા જમના વગેરે નદીઓ મળે છે. તેમાંથી ઘણી નહેરો વાટે ખેતરને પાણી મળે છે. ગંગા બંગાળી ઉપસાગરને મળે છે,

**જમનાઃ**—જમ્નોત્રી હિમક્ષેત્રમાંથી નીકળી **અલ્લાહાબાદ** કે **પ્રયાગ** આગળ ગંગાને મળે છે. તેમાંથી ખેતી માટે નહેરો કાઢી છે. તેના કિનારા પર **દિલ્હી, મથુરા, આગ્રા** વગેરે શહેરો છે.

**સિંધુઃ**—માન સરોવરમાંથી નીકળી કાશ્મિરમાં થઈ પંજાબ અને સિંધના પ્રદેશમાં વહી અરબી સમુદ્રને મળે છે. જેલમ, ચિનાબ, રાવી બિઆસ અને સતલજ એ પાંચ નદીઓ તેની શાખાઓ છે.

**બ્રહ્મપુત્રાઃ**—તિબેટના માન સરોવરમાં નીકળે છે. તે તિબેટ અને આસામ આગળ થઈ દક્ષિણમાં ગંગાને મળે છે.

**ઈરાવદીઃ**—તે બ્રહ્મદેશના મધ્યમાં થઈ વહે છે. તે મોટો જળમાર્ગ હોવાથી વેપાર માટે ઘણી ઉપયોગી નદી છે. આ ઉપરાંત (૨)

વિધ્યમાંની ચંબલ, નર્મદા અને સોન છે; તથા (૩) પશ્ચિમઘાટમાંની ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી નદીઓ છે. કાવેરી કુર્ગના ડુંગરમાંથી નીકળી કુર્ગ, મ્હૈસુર અને કર્ણાટમાં થઈ હિંદી મહાસાગરને મળે છે. તેના ધોધમાંથી વીજળી ઉત્પન્ન કરવામાં આવી છે.

**આબોહવા**:—હિંદમાં પર્વતો, ઉચ્ચપ્રદેશ અને મેદાનો જુદા જુદા ભાગમાં આવેલા હોવાથી તેની આબોહવા જુદી જુદી છે. ઉત્તર હિંદમાં તાપ તેમજ ટાઢ વિશેષ પડે છે. દક્ષિણમાં હવા માફકસર છે. પર્વત ઉપર ટાઢ બહુ વાય છે. જે ભાગ દરીઆકિનારે છે ત્યાં ટાઢ તેમજ તાપ બહુ લાગતાં નથી, પણ જે ભાગ ઘણે દૂર છે ત્યાં ટાઢ અને તાપ વધારે લાગે છે. હિંદની ઉત્તરે આવેલી જમીનનો મોટો ભાગ ઉનાળામાં તપે છે; એટલે ત્યાંની હવા પાતળી થાય છે અને ઉંચે ચઢે છે. તેની જગાએ હિંદી મહાસાગરના અને બંગાળી ઉપસાગરના ભેજવાળા પવન આવે છે. તે જુનથી સપ્ટેમ્બર સુધી વાય છે. પવન સાથે ઘસડાઈ આવેલાં વાદળાં પર્વત સાથે અથડાવાથી તે વરસાદ રૂપે પડે છે. પર્વત ઉપર વધારે વરસાદ પડે છે. શિઆળામાં ઈશાની પવનને લીધે પૂર્વ કિનારાના દક્ષિણ ભાગમાં વરસાદ આવે છે.

**જમીન**:—હિંદની જમીન એકંદર ફળદ્રુપ છે. તેમાં ખાસ કરીને ગંગા અને સિંધુનો પ્રદેશ, તેમજ પૂર્વ અને પશ્ચિમના કિનારાનો તથા કૃષ્ણા અને ગોદાવરીના પ્રદેશો રસાળ છે; કારણ કે તે કાંપના બનેલા છે. દક્ષિણની કાળી જમીન ફળદ્રુપ છે. સિંધ અને રજપુતાનાની જમીન રેતાળ છે. જ્યાં પહાડી મુલક છે ત્યાં પત્થરીઆ જમીન છે.

**વનસ્પતિ અને પાક**:—જ્યાં જમીન ફળદ્રુપ અને વધારે વરસાદ અને તાપ પડે છે ત્યાં જંગલો હોય છે. પર્વત ઉપર આવા જંગલ વિશેષ હોય છે. તેમાં સાગ અને સીસમ જેવાં ઝાડ થાય છે. બ્રહ્મદેશ, હિમાલય અને દક્ષિણનાં જંગલો લાકડા માટે વધારે કામનાં છે. જ્યાં વરસાદ ઓછો પડે છે ત્યાં વનસ્પતિ ટુંકી અને ઓછી થાય છે. કોઈ ઠેકાણે ઘાસનાં બીડ હોય છે.

**ડાંગર:**—તેને ઘણો તાપ અને વરસાદ જોઈએ છે; તેથી જ્યાં ભારે વરસાદ પડે છે ત્યાં તે થાય છે. આસામ, બંગાળા, બ્રહ્મદેશ અને સંયુક્ત પ્રાંતોમાં તે થાય છે.

**ઘઉં:**—તે શિઆળુ પાક છે. તેને જરા સુકી હવા અને થોડા પાણીની જરૂર છે. પંજાબ, મધ્યપ્રાંત, ખાનદેશ, ગુજરાત અને સંયુક્ત પ્રાંતમાં તે થાય છે.

**મકાઈ:**—મેદાન અને ડુંગરાળ પ્રદેશમાં જ્યાં ઓછો વરસાદ પડે ત્યાં તે થાય છે.

**શેરડી:**—હિંદના બધા ભાગમાં થાય છે. પંજાબ અને સંયુક્ત પ્રાંતમાં નહેરના પાણીને લીધે વિશેષ થાય છે.

**કપાસ:**—તેને સુકી હવા અને સાધારણ વરસાદ જોઈએ છે. તે કાળી જમીનમાં વિશેષ થાય છે. ખાનદેશ, વરાડ, ગુજરાત, સિંધ અને નિઝામના રાજ્યમાં તે વધારે થાય છે.

**શણ:**—તે નીચી જમીન અને ભેજવાળી હવામાં થાય છે.ગંગાના મુખ આગળની જમીનમાં તે ખાસ થાય છે.

**ચા:**—ટેકરીની બાજુએ અને વધારે વરસાદ હોય ત્યાં તે થાય છે. આસામ, બ્રહ્મપુત્રા, દાર્જીલિંગ, ડેરાડુન, લંકા અને નીલગિરિ ઉપર તે થાય છે. કોફી નીલગિરિ ઉપર થાય છે.

**રબર:**—તેને ગરમ અને ભેજવાળી હવાની જરૂર છે. લંકા અને નીચલા બ્રહ્મદેશમાં તેનાં ઝાડ થાય છે. તેના રસમાંથી રબર બને છે.

**તેલીબીઆં:**—સાધારણ વરસાદ થાય છે ત્યાં અળસી, સરસવ, રાઈ, તલ, એરંડા અને મગફળી થાય છે. એરંડા બંગાળામાં મગફળી દક્ષિણમાં, અળસી મધ્ય પ્રાંત, મુંબઈ ઇલાકો અને સંયુક્ત પ્રાંતમાં થાય છે. તલ ગુજરાત, મધ્યપ્રાંત અને મદ્રાસમાં થાય છે.

**તેજાનો:**—મલબાર કાંઠામાં અને દક્ષિણના પ્રદેશમાં થાય છે.

**અફીણ:**—બહાર અને માળવામાં થાય છે.

ખનીજ:—

**કોલસા:**—છોટાનાગપુર અને ઓરિસામાં તેની ખાણો છે. મધ્ય પ્રાંત અને નિઝામના રાજ્યમાંથી તે મળી આવે છે. આસામ અને બ્રહ્મદેશમાં નવી ખાણો નીકળી છે.

**લોઢું:**—બંગાળા અને બિહારમાં તેની ખાણો છે. કોલસાની ખાણ પાસે હોવાથી તેને ઓછા ખર્ચે સાફ કરે છે. જમશેદપુરનાં લોઢાનાં કારખાનાં જાણીતાં છે.

**મીઠું:**—મુંબઈ અને મદ્રાસના કિનારે તેને પકવે છે. પંજાબની સોલ્ટરેન્જમાંથી ખોદેલા મીઠાને સિંધવ કહે છે.

**સોનું:**—મ્હૈસુરની કોલરની ખીણમાંથી નીકળે છે.

**અબરખ:**—તેની બિહાર અને મદ્રાસમાં ખાણો છે.

**મેંગેનીઝ:**—મધ્ય પ્રાંત, મ્હૈસુર અને વિઝાગાપટ્ટણમાં તેની ખાણો છે. તેને શુદ્ધ કરવા યુરોપ મોકલવામાં આવે છે.

**કેરોસીન:**—આસામ અને બ્રહ્મદેશમાં મળી આવે છે.

**કલાઈ, સીસું રૂપું:**—ઉપલા બ્રહ્મદેશમાંથી અને ટેનાસરિમમાંથી તે મળી આવે છે.

---

## ધંધો રોજગાર

---

આપણા દેશમાં મુખ્ય ધંધો ખેતીનો છે. વસ્તીનો આશરે ⅔ ભાગ ખેતી ઉપર ગુજારો કરે છે. સુતરાઉ કાપડનો ઉદ્યોગ ઘણો મોટો છે. અમદાવાદ, મુંબઈ, કલકત્તા, નાગપુર, દિલ્હી કાનપુર, વગેરે શહેરોમાં કાપડની ઘણી મિલો છે.

સુતરાઉ કાપડની ૨૭૧, શણના કાપડની ૮૦, ઊનની ૧૦, રેશમના કાપડની ૫, એમ બધી મળી ૩૬૬ મિલો છે. તેમાંનો મોટો ભાગ મુંબઈ ઈલાકામાં છે. આ ઉપરાંત કાગળ બનાવવાની,

ડાંગર ખાંડવાનાં, લોટ દળવાનાં, લાકડાં વહેરવાનાં અને કપાસ લોઢવાનાં અને રૂની ગાંસડી બાંધવાના ઘણાં કારખાનાં છે. વળી સુતર, રેશમ, તથા ઊન હાથે વણવાની ઘણી સાળો છે.

## આયાત નિકાસ

આપણો દેશ ખેતીવાડીનો હોવાથી ખેતર, જંગલ, કે બગીચાની પેદાશ બહાર મોકલવામાં આવે છે:—

**નિકાસ:**—ચોખા, ઘઉં, તેલબીઆં, ચા, કોફી, તમાકુ, અફીણ, શણ, રૂ, ચામડાં, રબર, લાખ, કેરોસિન, મેંગેનીઝ, રેશમી કાપડ છે.

**આયાત:**—બિસ્કીટ, દૂધના ડબા, કોકો, નાળિએર, ખજુર ખાંડ, મીઠું, કોલસો, રૂ, રેશમ, ઊન, સુતરાઉ રેશમી અને ગરમ કાપડ સુતર, સાંચાકામ, મોટરકાર, સાઈકલ, દીવાસળી, દવા, રંગ વગેરે.

## લોકો અને ભાષા

આપણા દેશની વસ્તી લગભગ ૩૨ કરોડની છે. તેમાં હિંદુઓની સંખ્યા ૨૧ કરોડ ૭૦ લાખ; મુસલમાન ૬ કરોડ ૯૦ લાખ, ખ્રિસ્તીઓ ૪૭ લાખ અને પારસી ૧ લાખ છે. યાહુદીઓ બહુ થોડા (૨૨,૦૦૦) છે. હિંદુ, ઈસ્લામ, જૈન, શીખ જરથોસ્તી અને ખ્રિસ્તી ધર્મ લોકો પાળે છે. ગુજરાતી, સિંધી પંજાબી, હિંદી, બંગાળી, ઉર્દુ, તામીલ, તેલુગુ, કાનડી બલ્મી જેવી જુદી જુદી ભાષા જુદા જુદા પ્રાંતમાં લોકો બોલે છે.

# રાજ્યવહીવટ

આપણા દેશમાં અંગ્રેજ સરકારનું રાજ છે. તેનો વહીવટ કરવા ઈંગ્લાંડથી શહેનશાહના પ્રતિનિધિ તરીકે વાઈસરોય આવે છે. તે ગવર્નર ઉપર અમલ કરે છે, તેથી ગવર્નરજનરલ પણ કહેવાય છે. તેને રાજવહીવટમાં મદદ કરવા એક કારોબારી સભા હોય છે. તેમાં ૭ સભાસદો છે. કાયદા બાંધનારી બે સભા છે. એક ધારા સભા અને બીજી રાજસભા. કોઈ પણ કાયદો બહુમતીથી બંને સભામાં પાસ થવો જોઈએ. ધારાસભામાં ૧૪૦ સભ્યો હોય છે. તેમાંના ૧૦૩ પ્રજા તરફથી અને બાકીના ૪૧ સરકારના નીમેલા હોય છે. રાજસભામાં ૬૦ સભાસદો હોય છે. તેમાં ૩૩ પ્રજાના પ્રતિનિધિઓ હોય છે.

રાજ્યવહીવટ માટે બ્રિટિશ હિંદના નવ મોટા ભાગ પાડવામાં આવેલા છેઃ—મુંબઈ, મદ્રાસ, બંગાળા, બિહાર અને ઓરિસા, સંયુક્ત પ્રાંતો, પંજાબ, આસામ, મધ્યપ્રાંતમાં અને બ્રહ્મદેશમાં ગવર્નર અમલ ચલાવે છે. તેમને મદદ કરવા કારોબારી અને ધારા સભા હોય છે. વાયવ્ય સરહદ પ્રાંત અને દિલ્હીમાં ચિફ્કમિશ્નર હોય છે. અજમેર મેરવાડામાં અને બલુચિસ્તાનમાં એજંન્ટ ટુધિ ગવર્નર જનરલ હોય છે, કુર્ગ, મ્હૈસુરના રેસિડેન્ટના તાબામાં છે. આંદામાન અને નિકોબારનો કારભાર સુપ્રિટેન્ડેન્ટ કરે છે.